શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી



# प्राचीनकाव्यमाळा

## ग्रंथ ६.

दीवाळीबाई तथा राधाबाईकृत

# कविता.

સંશોધન કરી ટીકાસહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.
કીમત ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઈ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેસ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨ ૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે :—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તી-સ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ-શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ-રંકથી શ્રીમાન સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂર્ણશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઇ જશભાઈ.

# દીવાળીબાઇનું ચરિત્ર.

જ્યારે આપણને મોટા મોટા સમર્થ કવિઓ અને ભક્તોનાં ખરેખરાં જન્મચરિત્ર મળી આવતાં નથી ત્યારે દીવાળીબાઈ અને રાધાબાઇ જેવી અપ્રસિદ્ધ સ્ત્રી કવિઓનાં ચરિત્ર પૂરતી હકીકત સાથે મળી આવવાં કઠણ હોય એમાં આશ્ચર્ય નથી. તેમની જે હકીકત મળી શકે તે માત્ર લોકમાં ચાલતી વાત ઉપરથી, તેમનાં રચેલાં પુસ્તકોમાંના કેટલાક ઉલ્લેખથી, કે કોઇ તેમના પરિચયમાં આવેલો હોય તેના કહેવા પરથીજ લેખક પરંપરાએ ઉતરી આવેલાં પુસ્તકો કે શ્રવણ પરંપરાએ શીખી લીધેલી કવિતા તો ઘણાની પાસે હોય પણ તેમને તેના કર્ત્તાની હકીકત પૂછીએ ત્યારે તેઓ કાને હાથ દેતા જણાયા છે. દીવાળીબાઇ અને રાધાબાઈનું જે કાંઈ સંક્ષિપ્ત અને અપૂર્ણ વૃત્તાંત અમે મેળવી શક્યા છીએ તે આવા આવા ઘણા માણસો પાસે અથડાઇને, તે કવિઓના રહેઠાણમાં ભમી ભમીને, અને તેની કવિતા ઉપર આદર રાખનારા મનુષ્યોને શોધી કાઢીનેજ મેળવી શક્યા છીએ.

દીવાળીબાઇનો બાપ અસલ ડભોઇનો વતની બ્રાહ્મણ હતો. ( કઇ જાતનો તે બ્રાહ્મણ હતો તે ખાત્રી પૂર્વક માલમ પડતું નથી. ) સંવત્ ૧૮૪૭માં જ્યારે સુડતાળો કાળ પડયો ત્યારે દીવાળીના બાપથી પોતાનું તથા પોતાની દીકરીનું પોષણ થઈ શક્યું નહિ તેથી એક વૃદ્ધ સાધુને તે છોકરી સોંપી તીર્થયાત્રા નિમિત્તે કહીંક જતો રહ્યો. વૃદ્ધ સાધુ રામભક્ત હતો તેથી તેણે દીવાળીને લખતાં વાંચતાં શીખવીને રામભક્તિ ઉપર દૃઢતા કરાવી. તે સાધુને તુલસીકૃત રામાયણ સારૂં આવડતું હતું તેથી તે પણ દીવાળીને ભણાવ્યું. દીવાળીબાઈ તુલસીકૃત રામાયણ વાંચતી અને રામભક્તિમાં નિરંતર નિમગ્ન રહેતી. સાધુની સાથે બે ત્રણ વાર તે અયોધ્યાજી પણ જઈ આવી હતી. એ બાઇ સ્વભાવે સાલસ અને ગરીબ હતી. પણ રામભક્તિમાં તેની અનન્ય નિષ્ઠા હોવાથી વખતે તે બીજા દેવનો અનાદર કરતી, અને રામને વખાણતી. બાઇની ભક્તિનિષ્ઠા વગેરેની ખ્યાતિ ચારે પાસે પસરવા લાગી, અને તેથી ઘણા લોકો આ પવિત્ર ભક્તિશીલ બાઇનાં દર્શન કરવા તથા તેની મુખથી

રામકથા સાંભળવા આવતાં. ગોલવા ( કે ગોરવા ) ગામમાં એક જેઠાભાઇ કરીને રામભક્ત પાટીદાર હતો તેણે તે બાઇને પોતાના ગામમાં તેડાવી અને તેની રહેણી કરણી તથા રામભક્તિમાં અચળ શ્રદ્ધા જોઇને એક ઘર તેને કૃષ્ણાર્પણ આપ્યું. ત્યાં તેણે રામજીમંદિર બંધાવ્યું. રામજીમંદિરની પ્રતિષ્ઠા કરતી વખતે તેનો પાલક પિતા અને ધર્મોપદેશ કરનાર ગુરૂ ગુજરી ગયા. આ વખતે આ બાઇની સારી નીતિ અને ભક્તિથી લોકોની લાગણી ઉશ્કેરાઈ તેથી તેમણે તેને સારી મદદ કરી. ગુરૂ સ્વધામ ગયા પછી બાઇ મંદિરના માહાનત તરિકે રહી તથા ત્યાં રામભક્તિ વિષે કીર્તન કરવા લાગી.

દીવાળીબાઇની કીર્ત્તિ હવે વડોદરા શેહેરમાં ફેલાવા લાગી. કોઇ ઘેલાભાઇ નામના રામભક્તે તેને કેટલાક આગ્રહથી વડોદરામાં આણી અને સિંધવાઇની નજિક પોતાનું ખેતર હતું તે રામમંદિર બાંધવા માટે તેને અર્પણ કર્યું, અને મંદિર બંધાવવું શરૂ કર્યું. એવામાં કોઇ ત્રિકમદાસ નામના વૈષ્ણવે આ વાત જાણી. તેણે ઘેલાભાઇને કહ્યું કે તમે આવી એક રખડતી સાધુડીને ખેતર અર્પણ કરી રામમંદિર બંધાવી આપો છો એ ઠીક નથી; કેમકે એ બાઈ તો નઠારી ચાલની છે. સાદા સ્વભાવની નીતિમાન્ બાઇ ઉપર આવો ખોટો આરોપ મૂકીને તેની પ્રતિષ્ઠા તથા વૃત્તિનો નાશ કરવાને ઇચ્છનારા ત્રિકમદાસને તરતજ પારખું મળ્યું. દૈવયોગ એવો બન્યો કે બાઇને માથે આરોપ મૂકી ઘેલાભાઈને ભમાવીને ધર્માદા કરેલી જમીન લેઈ અમુક બીજા પંથના આચાર્યને અપાવવાની તાલમેલ કરીને ત્રિકમદાસ ઘેર આવ્યો અને રાત્રે સૂઇ ગયો. સૂતો તે સૂતો; ફરી ઊઠયોજ નહિ! રામભક્ત પવિત્ર દીવાળીબાઈની ખોટી નિંદા કરનારને આમ તરતજ પારખું મળ્યું તે જોઈને લોકો વિસ્મિત થયા અને દીવાળીબાઈની સન્નીતિવિષે સર્વની ઉત્તમ શ્રદ્ધા ચોટી. તેની કીર્ત્તિ વાયુ વેગે પસરી અને ઘણી ઉલટથી અને આવેશથી લોકોએ દીવાળીબાઇને મંદિર બાંધવાના કામમાં મદદ કરી. પોતાને અપવાદ આપનાર ત્રિકમદાસનું મરણ થયું તે સાંભળીને દીવાળીબાઈ રાજી થઈ નહિ પણ પોતાની નિંદાના નિમિત્તથી એનું મરણ થયું એમ સાંભળી ઘણો ખેદ પામી. તેણે મન સાથે એમ નિશ્ચય કર્યો કે રામભજન કરવામાં સ્થિરપણે દિવસ નિર્ગત થવામાટે આવો આશ્રમ કરીને રહેતાં અનેક ઉપાધિઓ આવી વળગે છે, તથા આપણે લોકોના રાગદ્વેષનું પાત્ર થઇએ છીએ માટે શ્રીઅયોધ્યાજી જવું અને ત્યાં રહેવું એ સારૂં છે. મંદિર તૈયાર થવા આવ્યું હતું તથા દીવાળી-

બાઇ પ્રતિ સર્વનો સારો આદર હતો તેવામાં અયોધ્યા તરફ જાત્રાળુનો સંઘ જતો હતો તેમની સાથે અયોધ્યા જવાને બાઈ તૈયાર થઇ. લોકોએ તેને ઘણી ના કહી તથા આજીજી સાથે રોકાણ કર્યું પણ તે ન માનતાં તે અયોધ્યા ગઈ. અયોધ્યાથી તે ફરી પાછી આવી નથી, તેથી તેનું મરણ ત્યાંજ થયું હશે એમ અનુમાન થાય છે.

આવી રીતે આ સદાચરણી અને પવિત્ર ભક્ત બાઇ દીવાળીનું વૃત્તાંત પૂરૂં થાય છે. એના જન્મમરણની સાલ ઘણો શોધ કરતાં પણ મળી આવતી નથી. જે હકીકત મળી છે તે ઉપર પ્રમાણે અમે વાંચનારને તેનાસાદા રૂપમાં જણાવી છે. બાઇ ગોરવામાં રહેતી હતી ત્યાંથી કોઈ કોઈ વાર વડોદરામાં આવતી ત્યારે તે ફતેહપુરામાં ઉતરતી હતી. કયાં ઉતરતી તે માલમ પડયું નથી. એનો સ્વભાવ માયાળુ, વત્સલતાયુક્ત, ગરીબ, અને નમ્ર હતો, એમ તેના ગ્રંથો ઉપરથી માલમ પડે છે. ગોરવામાં તથા વડોદરામાં રહીને તેણે રામાયણની ગરબીઓ લખી છે, એ સિવાય તેની બીજી કવિતા જોવામાં આવતી નથી. બાળપણાથી મળેલા ઇશ્વર ભક્તિરૂપ શિક્ષણથી મનુષ્યનું મન જન્મ પર્યંત પવિત્ર અને નિર્મળ રહે છે એ આપણે દીવાળીબાઇના ચરિત્રમાં જોઇએ છીએ. દીવાળીબાઈનો જન્મ કેવળ રામભક્તિમાં ગયો છે તથાપિ વ્યવહારની સાધારણ ઉપાધિઓ તેને પણ વળગેલી હશે, એ ઉપાધિઓમાં રહીને પવિત્રપણે આયુષ્ય તેણે ગાળ્યું છે એ માહાત્મ્ય ઇશ્વર ભક્તિનું છે. આ ચરિત્ર ઉપરથી જણાશે કે મનને નીતિના રસ્તામાં દોરવાને મોટામાં મોટું સાધન ઈશ્વરભક્તિમાં દૃઢશ્રદ્ધા એજ છે.

# રાધાબાઇનું ચરિત્ર.



રાધાબાઇ એ વડોદરામાં રહેનારી મહારાષ્ટ્ર બ્રાહ્મણ જાતિની સ્ત્રી હતી. એનું પૂર્વવૃત્તાંત આપણા જાણવામાં આવ્યું નથી પણ સંવત ૧૮૫૦માં રામનાથ મહાદેવની જગામાં અવધૂતનાથ કરીને કોઈ સાધુ આવ્યા હતા તેમની તે શિષ્ય થઇ હતી ત્યાંથી આપણે તેને ઓળખીએ છીએ. રાધાબાઇનો અવધૂતનાથ પ્રતિ અપૂર્વ પ્રેમ હતો તેથી તે રાત્રદિવસ તેમની સેવામાં રહેતી, પછી કેટલેક દિવસે અવધૂતનાથ તીર્થયાત્રા કરવા ગયા તેની સાથે રાધાબાઇ પણ ગઇ. આ વખતે રાધાબાઈ કવિતા કરતી હતી, તેથી તે અવધૂતનાથ પાસે ભણી હો અથવા પ્રથમથીજ એણે અભ્યાસ કર્યો હોય એ વિષે કાંઇ નિશ્ચય થઇ શકતો નથી. પોતાના ગ્રંથમાં એ લખે છે કે અમુક કવિતા મેં ઉજ્જન મુકામે રહીને કરી છે વગેરે. એ ઉપરથી એ અવધૂતનાથ સાથે ફરતી હતી ત્યારે કવિતા કરતી હતી એ તો નક્કી છે. રાધાબાઇ અને અવધૂતનાથ જાત્રા કરીને દશેક વરસે પાછાં વડોદરે આવ્યાં અને તેમણે રામનાથમાં ફરીને મુકામ કર્યો. કવિતાને લીધે રાધાબાઇની પ્રસિદ્ધિ સારી થઇ અને લોકો તેની માનતા કરવા લાગ્યા. રાધાબાઈ રાધાકૃષ્ણની ભક્તિ કરતી હતી, રાધાકૃષ્ણની સોનાની મૂર્ત્તિઓ કરાવીને ગળામાં રાખતી હતી, અને મહાકષ્ટ વેઠી રાધાકૃષ્ણની પૂજા કરતી હતી તેથી વૈષ્ણવોનો પણ તે બાઇ ઉપર પૂજ્યભાવ ઉપજ્યો હતો, અને વૈષ્ણવો તેની તથા અવધૂતનાથની પધરામણીઓ કરાવતા હતા. આવી રીતે કેટલાક દિવસ વડોદરામાં કાઢ્યા પછી બન્ને સંત (અવધૂતનાથ અને રાધાબાઇ) રેવાજી જવાને નીકળ્યાં. રસ્તામાં ફણસવાડા (પણસવાડા) ગામ આવ્યું ત્યાં મુકામ કર્યો. રાધાબાઇએ ત્યાં રાતે પોતાની કરેલી ગરબીઓ સારે રાગે ગાઈ તે સાંભળીને ત્યાંના લોકો ખુશ થયા અને તેમને કેટલાક દિવસ ત્યાં રહેવાનો આગ્રહ કર્યો, પણ તેમણે પાછા વળતાં આવવાનો વાયદો કર્યો. રેવાજીથી પાછા આવતાં પણસવાડામાં તેઓ કેટલાક દિવસ રહ્યાં અને હરિભજનથી તથા રાધાબાઇની મધુર કવિતાથી લોકોનાં મન હરણ થયાં. તે ગામનો મુખી ભાવિક વૈષ્ણવ હતો તેણે તેમને ત્યાં મુકામ બાંધી આપવા ઇચ્છા દેખાડી, પણ તેઓ તેમનું ન માનતાં પાછાં વડોદરે આવ્યાં અને રામનાથમાં રહ્યાં. ત્યારપછી પણસવાડાના લોકો રાધાબાઇના

ભક્ત થયા તથા વડોદરે આવતા ત્યારે રાધાબાઈના મુકામપર ઉતારો રાખતા. વરસમાં એકાદ વાર રાધાબાઈને પોતાને ગામ તેડી જતા તથા તેમના ખરચ માટે દાણોદૂણી ગાડાં ભરીને નાખી જતા.

રાધાબાઇને જોએલી એવા ઘણા માણસો છે. તેઓ કહે છે કે, તે શરીરે પાતળી, ગૌર વર્ણની, અને સુંદર હતી. તે બોલવામાં ઘણી વાચાળ હતી તથા ભક્તોને યોગ્ય સાજ લેઇને ગાતી હતી. તેનો કંઠ મધુર હતો તેથી તે ગાતી ત્યારે હજારો લોક સાંભળવા એકઠા થતા હતા. કોઈ વખત તે શ્રોતાઓને જ્ઞાનચર્ચા સંભળાવતી અને કોઇ વખત ધર્મના વિષયપર સામાન્ય વાદ પણ કરતી હતી. અવધૂતનાથ ગુરૂ પાસેથી તેણે પુરાણની કથાઓનું જ્ઞાન મેળવ્યું હતું અને પોતે કવિતા કરતી હતી છતાં અવધૂતનાથને નાના પ્રકારના સંશય કાઢી પૂછતી હતી તથા અતધૂતનાથ તેનું સમાધાન કરતા હતા. અવધૂતનાથ કોણ હતા અને કયાંના હતા એ વિષે કાંઈ ખબર મળતી નથી પણ રાધાબાઇ પોતાની કવિતામાં 'નાગડા' કરીને લખે છે તેથી અનુમાન થાય છે કે તે નાગડાસાધુઓમાંનો કોઇ હશે. કેટલાક કહે છે કે, તે દક્ષિણી ભાષા સારી બોલતા હતા તેથી દક્ષિણમાંનો કોઈ સાધુ હોવો જોઈએ. રાધાબાઇ હમેશા ધોળાં વસ્ત્ર પેહેરતી હતી તથા અવધૂતનાથ તો અવધૂત જેવાજ વેશમાં રહેતા હતા.

કેટલાક વર્ષ પછી કાંઈ અગત્યના કારણસર બન્ને સંતને રામનાથનો મુકામ છોડી જવું પડયું ત્યારે તેઓ ફરીથી યાત્રા કરવાને ગયાં. સંવત્ ૧૯૧૦ માં તેઓ યાત્રા કરીને પાછાં આવ્યાં અને પાછો રામનાથમાં મુકામ કર્યો. થોડીક મુદતે પાછાં દ્વારકા યાત્રા કરવામાટે ગયાં ત્યાંથી બે વર્ષે પાછાં આવ્યાં. દ્વારકાથી આવ્યા પછી એકાદ વર્ષ પછી રાધાબાઇનું મરણ થયું. રાધાબાઇના મરણ પછી અવધૂતનાથ પણ તીર્થયાત્રા કરવાને ગયા તે ફરી દેખાયા નથી.

રાધાબાઇની કવિતામાં રાધાબાઇએ અવધૂતનાથ ગુરૂનું નામ હમેશા પોતાની સાથે જોડી રાખ્યું છે તેમ તેના ચરિત્રમાં પણ અવધૂતનાથ અને રાધાબાઇને આપણે જોડે ને જોડેજ દેખીએ છીએ. આ બન્ને ત્યાગી ગુરૂ શિષ્ય એક બીજાને છોડીને ન જાય એ ઘણી રીતે સંભવિત છે.

રાધાબાઈની કરેલી ગરબીઓ નવરાત્રીમાં ઘણે ઠામે ગવાય છે. તેણે કરેલી રામનાથ માહાત્મ્યની ગરબીઓ તો ઘણા માણસોને બોલતાં સાંભળ્યા છે.

७१४८

# ग्रंथविवेचन.

સ્ત્રીઓ ભણી શકે, વિદ્વાન્ થઇ શકે અને કવિ પણ થઈ શકે એ વાત કાંઇ અસંભવિત નથી કે જેથી કોઈ સ્ત્રી કવિનું નામ સાંભળીને આપણે આશ્ચર્ય પામીએ કે તેની કવિતા જોવાને ઉત્કંઠિત થઇએ, પણ આપણા દેશમાં ગ્રંથકાર કે કાવ્યકાર તરિકે સ્ત્રીઓનો પ્રચાર એટલો થોડો છે કે જેથી હાલના વખતમાં સ્ત્રી કવિતા એ એક નવાઈની વસ્તુ છે એમ કહેવું પ્રાપ્ત થાય છે. જેમ પુરૂષો અને સ્ત્રીઓના શરીરના બાંધામાં કેટલોક સ્વભાવિક તફાવત છે તેમ તેમના વિચારોમાં પણ કાંઇક લોકરૂઢીથી અને કાંઇક સ્વભાવથી પણ તફાવત હોવાનું અનુમાન કરી શકાય છે. સ્ત્રીઓ જો કવિઓ હોય તો તેઓ કયા વિષયો વર્ણન માટે વધારે પસંદ કરે, તથા તે વિષયો કેવી રીતે વર્ણે, અને તેમના વર્ણનમાં તેમની જાતિના ખાસ સ્વભાવોની છાયા કાંઇ ઉતરતી હશે કે કેમ? અને જો ઉતરતી હોય તો તે તે વિષયના પુરૂષે કરેલા વર્ણન સાથે તેનો સરખાવો કરતાં કાંઇ તેમાં ન્યૂનાધિક કે ગ્રાહ્યાગ્રાહ્ય માલમ પડે છે કે કેમ, તેમજ પુરૂષોએ તે તે વિષયના ચીતરેલા વિચારોની સાથે સરખાવતાં તે યથાર્થ દેખાય છે કે કેમ! ઇત્યાદિ બાબત જાણવાને સ્ત્રીકવિતા મોટું સાધન હોઇ શકે. ગ્રંથ લખવામાં સ્ત્રી પુરૂષના જાતિભેદનું અભિમાન હોતું નથી પણ વર્ણ્ય વિષયમાં તદ્રૂપ થઇને લેખક લખે છે, એ વાત જો કે અંશતઃ ખરી છે તથાપિ લખનારના જાતિસ્વભાવની છાયા તેમાં અવશ્ય આવેજ આવે. જે વિષયો સ્ત્રી પુરૂષ બન્નેને સામાન્ય છે એવા વિદ્યાદિકના ગ્રંથોની આ વાત નથી પણ સ્વતઃ પસંદ કરેલા કવિતાના વિષયમાં કવિ પોતાની મનોવૃત્તિનો ચિતાર પોતાને માલમ ન પડે તેમ આપ્યે જાય છે એ દરેક રસજ્ઞથી અજાણ્યું નથી. ભક્તિનો વિષય વર્ણવવામાં પણ કવિઓ પોતાના ગ્રંથના નાયકરૂપ ઇષ્ટ દેવને કોઇ વખત શાંત અને કૃપાળુ વર્ણે છે અને કોઇ વખત ક્રૂર અને સંહાર કરતો વર્ણે છે; કોઇ વખત યુદ્ધ ભૂમિમાં અસુરાદિ દુર્વિનીત જીવોનો સંહાર કરતો વર્ણે છે અને કોઈ વખત શૃંગારલીલામાં મગ્ન થયેલો કોમળ અને સુંદર વર્ણે છે. કોઇક કવિઓ અવતારી ઇશ્વરને રાજકાજની ખટપટ કરતો, યુદ્ધ કરતો, પ્રજાનું પાલન

કરતો, ધર્મશાસ્ત્રના નિયમ બતાવતો, શિલ્પ અને કૃષિ વિદ્યાનાં મૂળતત્વો પ્રજાને શીખવતો, અને એવાંજ પૌરૂષેય કર્મમાં વ્યાપ્ત વર્ણે છે અને કોઇ કવિઓ તેને સ્ત્રીઓમાં રમતો, બાળચેષ્ટા કરતો, ખેલ ખેલતો, ઘરકાર્ય કરતો, ભક્તોની ભીડ ભાગતો, અને સામાન્ય મનુષ્યોમાં મળેલો વર્ણે છે. એવા વર્ણનમાં કવિની સ્વાભાવિક ઇચ્છા એજ કારણરૂપ છે.

આપણે હાથ જે સ્ત્રીકૃત કવિતા લાગી છે કે લાગે છે તે બહુધા ભક્તિ વિષયની હોય છે એટલે તેમાં બહુ નિરીક્ષા કરવા જેવું હોતું નથી તથાપિ સૂક્ષ્મ નિરીક્ષક તેમાં કાંઇ ને કાંઇ જોઈ શકે છે. મીરાંબાઇની કવિતા ઘણાએ સાંભળી હશે અને તેમાં જોયું પણ હશે કે ભક્તજના ભજનીય પ્રત્યે અનન્ય પ્રેમ વિના તેમાં કાંઇ વિશેષ નથી. તેવીજ સ્ત્રી કવિ પ્રસ્તુત ગ્રંથની લખનારી દીવાળીબાઇ અને રાધાબાઇઓ છે. એમાંની પેહેલીએ રામાયણ અથવા રામચરિત્રની પસંદગી કરી છે તથા બીજીએ કૃષ્ણચરિત્રની પસંદગી કરી છે. પેહેલી બાઇ પરમેશ્વરને પ્રસન્ન કરવાના મુખ્ય સાધન તરિકે નીતિને માને છે અને બીજી બાઇ પોતાના ઈષ્ટ પ્રતિ અસાધારણ પ્રેમને માને છે. બન્નેની ભક્તિની આ જૂદી જૂદી રીતિ આપણને તેના જે ગ્રંથો ઉપરથી માલમ પડે છે તે ગ્રંથોમાં તેમણે શું વર્ણ્યું છે અને કેવી રીતે વર્ણ્યું છે તે આપણે અનુક્રમે જોઈશું. પ્રથમ દિવાળીબાઇની કવિતા જોઇએ.

ઉપર કહ્યા પ્રમાણે દિવાળીબાઇએ રામચરિત્ર ગરબીઓમાં લખ્યું છે. કહે છે કે એજ પ્રમાણે તેણે આખું રામાયણ લખ્યું છે, પણ તેમાંથી જેટલું અમને મળી શકયું છે તેટલું તેના આ ગ્રંથદ્વારા અમે પ્રકટ કર્યું છે. દશરથની ત્રણ સ્ત્રીઓને ગર્ભ રહે છે ત્યાંથી ગ્રંથનો આરંભ થાય છે. ત્યાર પછી સામાન્ય લોકરૂઢીને અનુસરીને દિવાળીબાઇ તેમને પંચમાસીની રાખડી બંધાવે છે, સીમન્ત કરાવે છે, વરાવાજન કરાવે છે, અને ગર્ભ રહ્યાથી સ્ત્રીઓ કેવી તેજસ્વી થાય છે તે વર્ણે છે. ગર્ભ રહ્યા પછી કેટલેક મહિને સ્ત્રીઓને નાના પ્રકારના ભાવ ઉપજે છે. શ્રીમન્મહાકવિ કાલિદાસ રઘુવંશ કાવ્યમાં દિલીપ રાજાની સ્ત્રીને માટી ખાધાનો ભાવ થાય છે તેનું વર્ણન કરતાં ઉત્પ્રેક્ષા કરે છે કે પૃથ્વીનું રાજ્ય કરનાર ગર્ભ પેટમાં છે માટે રાણીને માટી ખાવાનો ભાવ થાય છે વગેરે. ઉત્તરરામચરિતમાં ભવભૂતિ પણ ગર્ભવતી સીતાને વન જોવાનો ભાવ થાય છે એમ બતાવી તેનાં બાળક વનવાસમાં ઉછરવાનાં છે એ વાતનું સૂચન કરે છે. પણ દીવાળીબાઇએ તો સ્ત્રીઓની ખરેખરી મનોવૃત્તિનુંજ આબેહુબ ચિત્ર આપ્યું છે! દશરથ પોતાની માનીતી સ્ત્રીઓને વાહા-

લપણથી કહે છે કે તમારે જે ઈચ્છા હોય તે માગો. દશરથની ધારણા એમ હતી કે આવે વખતે મારી સ્ત્રીઓની ઈચ્છા પૂરી કરવી એ પ્રીતિજનક અને હિતાવહ છે માટે તે ગમે તેવી અલભ્ય વસ્તુ માગે તે પણ આણી આપીશ. પણ સ્ત્રી તો માટી માગે છે અને દશરથ દલગીરીથી તે આપે છે. તે બીજી સ્ત્રી પાસે જઇ તેને પણ એવોજ પ્રશ્ન કરે છે ત્યારે તે સ્ત્રી કહે છે કે મારે પેહેલીજના જેવું કાંઈ જોઈતું નથી. દશરથ તે સાંભળી રાજી થાય છે કે આ સ્ત્રી તો સમજણી દેખાય છે, માટે કાંઇક સારૂં માગશે અને તે હું તેને આપીશ. પણ તે સ્ત્રી નળિયું ખાવાને માગે છે! દશરથ દલગીરીથી તે આપે છે અને ત્રીજી પાસે જાય છે ત્યારે તે રાખોડી અને ઠીબ માગે છે! આ ચાર પદાર્થો લૌકિક સ્ત્રીઓ ગર્ભવતી હોય ત્યારે ખાય છે અને તે ખાવાથી હાનિ છે એમ સમજી તેના સ્વામીઓ તેમને વારે છે પણ ખરા, એ વાતનો પોતાનો અનુભવ કવિબાઈએ સારી રીતે ચીતર્યો છે. આ ચિતાર માટે તેની કવિતા પાછળ કહેલા મહાકવિઓની કવિતા કરતાં ચઢતી છે એમ કહેવાનો અભિપ્રાય નથી, પણ સ્ત્રીઓના મનની વાસનાઓનું જે વર્ણન તેણીએ આપ્યું છે તેની યથાર્થતા શ્રોતાને આ સ્થળમાં વિશેષ અસર કરે છે એ તો નિર્વિવાદ છે. વળી જનસ્વભાવનું, અને સૃષ્ટિ સૌંદર્યનું આબેહુબ વર્ણન કરવામાં ફતેહમંદ થવું એ પાશ્ચિમાત્ય વિચાર પ્રમાણે સારી કવિત્વ શક્તિનું એક લક્ષણ બતાવે છે. એ પછી અનુક્રમે સ્ત્રીઓનાં સ્વપ્ન વર્ણવીને ભાવિ ગર્ભ જે જે પરાક્રમ કરશે અને જેવું જેવું વર્તન કરશે તેનું તેણે સૂચન કર્યું છે. સ્ત્રીઓને પ્રસવનો સમય એ એક મોટી ઘાંટી છે એમ જે લોકમાં કહેવાય છે તેનો અનુવાદ કરતાં દીવાળી લખે છે કે "સ્વામી જો અમે જીવીએ નહિ, તો તમે કરજો જો" તમે ફરી લગ્ન કરજો. એમ કહીને કવિએ લૌકિક સ્ત્રીઓ જે સ્વામિપ્રતિ પ્રેમાળ હોય છે તેની મનોવૃત્તિનું ચિત્ર આપ્યું છે. એ પછી ડાબી પાસે ગર્ભ છે માટે પુત્ર થશે, કન્યા થાય તો ખોટું થશે, ઈત્યાદિ કહીને પણ સામાન્ય લોકની સમજનું ચિત્ર આપ્યું છે.

રામજન્મની ગરબીઓ પૂરી થયા પછી રામબાળલીલા છે. તેમાં પણ એજ રીતે બાળકનું ઊંધાં પડતાં શીખવું, ખસવું, બેસવું, ઊભાથવું, ચાલવું, પડીજવું, બાપને છોકરાઓ વળગી પડે તે જોઇને માતાઓનું ખુશી થવું, છોકરૂં બાપના ખોળામાં મૂતરે તે જોઇને માતાનું હસવું, બાપને બાહાર જવું છે અને છોકરાં તેને છોડતાં નથી તે માતાઓ જુએ છે પણ તેમને લેતી નથી વગેરે લોક ચેષ્ટા, દરબારમાં બાળકો રડે છે અને ઘરડાગોર તેમને

છાના રાખે છે તે પ્રસંગ, ત્યાં કાગળ, ખડિયો, કલમ, દફતરનું લૂગડું, વગેરે પીંખે છે, ફાડે છે, ભાગે છે, ઢોળે છે, એ વગેરે બાળચેષ્ટા, કલમ વાગે છે અને બાળક રડે છે તે, ઘેર હોય તો દરબારમાં જવાનીઈચ્છા કરી બાળક આંગળી કરી દિશા દેખાડે છે તે, ચાલવા શીખ્યા પછી ધાવ્યની નજર ચૂકાવી નાશી જાય છે તે, નિશાળે મૂકવાની વાત સાંભળી બાળક નાખુશ થાય છે તે, તેમનો વિદ્યાભ્યાસ, પરીક્ષા અને ક્રીડાયુદ્ધ, એ વગેરે બાબતો વર્ણવીને સામાન્ય લોકની રૂઢી, મનોવૃત્તિ અને સ્વભાવ ચીતર્યા છે.

તે પછી રામવિવાહનું વર્ણન છે. અને તે પછી રામરાજ્યાભિષેકની ગરબીઓ છે. રામને રાજ્યાભિષેક ન થવા દેવામાં દૈવનું રાવણવધાદિ હિત રહેલું હતું માટે તે પ્રતિકૂળ હતા એ વર્ણવતાં, " દુઃખ ઓતાનું સંભારે દેવ, એમની કરશો નહિ કોઈ સેવરે; બાઈ દિન ન ઊગે." એમ કહી રામપ્રતિ પોતાની અનન્ય ભક્તિ જણાવી રામવનવાસનો વિષય પોતાને નહિ વર્ણવવાનો હોવાથી એક ઉત્તમ યુક્તિથી તે ઉડાવી દેછે. એજ ગરબીમાં છેવટ તે લખે છે કે—

"મારી જાનકી વાહાલી માઈ;
તેના દુઃખમાં દીવાળી સમાઇરે, બાઈ દિન ન ઊગે.
એ દુઃખ ભાઈડા જાણે ગાઈ;
દીવાળી રાંડી દુઃખે દબાઇરે, બાઈ દિન ન ઊગે."

મતલબ કે મારી વાહાલી માતા જાનકીનું દુઃખ વર્ણવવા જેટલી સહનતા મારામાં નથી; એ દુઃખ તો (કઠોર મનના) ભાઇડાજ ગાઇ જાણે. હું વિધવા દીવાળી તો એ દુઃખમાં એવી દબાઈ ગઇ છું કે તેનો ઉચ્ચાર સુદ્ધાં કરી શકતી નથી! આ પ્રમાણે રામવનવાસના દુઃખનું વર્ણન કરવાનું ઉડાવી દઈ, રામને એ દુઃખ જો આવવાનુંજ છે તો તે જેમ બને તેમ મોડું આવે તો પણ ઠીક એવી પોતાની ઇચ્છા પ્રકટ કરતાં કહે છે કે,

"હુંતો ચાંદાને કહું ધીમો ચાલે;
એ છે દેવ કયમ સામું ભાળે રે, બાઈ દિન ન ઊગે.
તોય ચાંદાને દેઉં દવાઈ;
તારા ગુણલા નહિ ગાઉં ભાઇરે, બાઈ દિન ન ઊગે.
ચાંદા દેવ તારા સુખ માટે;
અમને દુઃખી કરેશે સાટે રે, બાઈ દિન ન ઊગે.

મુએ ચાંદો મારૂં ના માને;
દીવાળી દુઃખી કર્યો ભગવાને રે, બાઈ દિન ન ઊગે."

આવી રીતે રાત્રી જલદી વહી ન જવા માટે ચાંદાને ધીમો ચાલવા કહે છે, પણ પછી બીજો તર્ક કરે છે કે એ તો દેવ છે માટે રાવણવધાદિ દેવકાર્ય જલદી કરવા માટે ઊતાવળોજ દિવસ કરી દેશે, ત્યારે હવે ચાંદાને સમ દેછે તથા બીક બતાવે છે કે તારા ગુણ નહિ ગાઉં. પણ ચાંદો માનતો નથી ત્યારે છેવટે મન વાળી લેછે કે એને ક્ષયવૃદ્ધિ રૂપી દુઃખથી ભગવાને દુઃખી કર્યો છે તે તેનો આવો હઠીલો સ્વભાવ જોઇનેજ કર્યો છે!

આ બધાથી આપણને જે જણાય છે તે એજ કે દીવાળી બાઈની કવિતા કેવળ સાદી, સ્પષ્ટ, મધુર, અને લોકસ્વભાવના વર્ણનથી ભરેલી છે. નથી તેના વર્ણનમાં ઊછળતો શૃંગાર કે ગંભીર શાંતરસ; નથી હૃદયને દ્રવીભૂત કરનારો કરૂણ કે હૃદયને વિકાસી કરનાર હાસ્ય; તેનામાં એક સરખો અને ગંભીર વત્સલ રસ રસજ્ઞને પ્રતીત થશે. અને એ રસ તેમાં છે માટેજ તેની કવિતામાં કાંઇ ચમત્કાર છે એમ શ્રોતાને પ્રતીત થાય છે. દીવાળી બાઇની કવિતાની ભાષા શુદ્ધ ઘરગથુ ગુજરાતી છે તથા તેની ગરબીઓ ઝટ મોઢે ચઢે એવી અને સરળ છે. નાની છોડીઓને મોઢે કરવાને અને ગાવાને શૃંગારમય કૃષ્ણલીલાની ગરબીઓ કરતાં આવી ગરબીઓ ચઢતી છે એમ અમારૂં માનવું છે. ગ્રંથમાં બાઇએ ઠામ ઠામ ઇશ્વરભક્તિ, સદાચરણ અને સારી નીતિને વખાણી છે એટલા માટે આપણે પણ એના ગ્રંથનાં વખાણ કરીએ છીએ.

# राधाबाईकृत कविता.

આ પુસ્તકમાં રાધાબાઇ નામે બીજી સ્ત્રી કવિની કવિતા દાખલ કરી છે. દીવાળીની કવિતાને પડછે નાખવાને આ કવિતા ઠીક ઉપયોગી છે એમ જાણી તેને અહીં એકત્ર દાખલ કરી છે. રાધાબાઇની કવિતામાં શો વિષય છે તે પ્રથમ જોઇએ. કૃષ્ણબાળલીલા, કૃષ્ણવિવાહ, કંસવધ, મુચુકુંદમોક્ષ, મીરાંમાહાત્મ્ય, અને ગરબીઓ. ગરબીઓમાં કેટલીક તો કૃષ્ણલીલાની છે. તે પછી મહાદેવની, દત્તાત્રેયની, ગણપતિની, અંબાજીની, તુકારામની, જ્ઞાનેશ્વરની, ખોપદેવની, કાશી પુરીની, જગન્નાથની, કર્માબાઇની, રામભજનની, ગોકુળની, વૃંદાવનની, મથુરાની, વડોદરાની, અવધૂતનાથ મહારાજની, રામનાથ મહાદેવની, નરસિંહ મેહેતાની, વિઠોબાની, અને નામદેવની ગરબીઓ છે.

ભાગવતાદિ ગ્રંથોમાં કૃષ્ણની જેવી લીલા વર્ણવી છે તેવીને તેવીજ પણ કાંઈક કવિની નવીન કલ્પના સાથે કૃષ્ણ બાળલીલાની ગરબીઓ રાધાબાઇએ લખી છે. તેનાં બીજાં વર્ણનમાં કાંઈ વિશેષ નથી, એમ છતાં તેનાં કેટલાંક પદ સારાં છે. મીરાંચરિત્રમાં ભાષાના ભેળસેળને લીધે કે પછી વર્ણવવાની ત્વરાને લીધે સંબંધ ક્લિષ્ટ લાગે છે. જે પુરૂષે મીરાંનું ચરિત્ર ન જાણ્યું હોય તે એમાંથી સ્પષ્ટ સમજી શકે કે કેમ એ સંદેહ રહે છે. રાધાબાઈ જાતે દક્ષિણી બ્રાહ્મણી હોવાથી તેની ગૂજરાતી કવિતા પણ દક્ષિણીમય છે. તેના ગુરૂ અવધૂત નાથનો તેને નિરંતર સહવાસ હોવાથી તથા હિંદુસ્તાનમાં પ્રવાસ કરતાં મળેલા જ્ઞાનથી તેમાં ઠામ ઠામ હિંદીભાષા પણ ભેળાઈ ગઈ છે, તેથી ગૂજરાતી, હિંદી અને મરાઠી ત્રણ ભાષા મળીને જાણે એક નવીન ભાષામાં લખાયલી કવિતા હોય એવી તેની કવિતાની ભાષા જણાય છે. જેમ તે એક પદમાં લખે છે કે,

“ સરસ તમાસા બરા હોઇગા,
સુખનું છે વિશ્રામ;
રામ ભજો બાઈ રામ ભજો,
હો જાવેગા કામ.
રામ ભજનકી લેહે લાગી, જાકું રામ ભજનકી!”

આમાં ક્યાં ક્યાં કયી કયી ભાષાઓ છે તે તરત જણાય એવું છે. ભાષા વિષે તે પોતેજ કંસવધમાં કહે છે કે,

"ચાતુર માસ રહી વટપુરી રે,
ગાઇ ગુજરાતી કવિતા પૂરી રે;
ગુણ ગાઇ અમિ સ્વય ભાષા રે,
ગુણ ગાઇ અમિ હિંદી ભાષા રે."

એમ છે તો પછી ભાષા સંબંધી વિચાર આ કવિતામાં કરવાનોજ નથી. રાધાબાંઇ પ્રાસ મૂકવામાં બહુ આગ્રહી હતી એમ જણાય છે, કેમકે પ્રાસને માટે ગમે તેવો સારો શબ્દ બગાડવાને તે ચૂકી નથી. જેમ, ગરબી ૨૮ મીમાં તે લખે છે કે,

"અગ્નિહોત્રી શા મહારાષ્ટ્ર,
મૂકી મૂકી આવે રાષ્ટ્ર;
જાળવાં ભૂલી જાઈ કાષ્ટ્ર,
ભણે રાધીબાઈ રાષ્ટ્ર."

એમાં 'કાષ્ઠ' ને ઠામે પ્રાસને માટેજ 'કાષ્ટ્ર' કર્યાં છે. કેટલીક જગાએ તો આખી કડીઓની કડીઓ સુધી એક સરખોજ અનુપ્રાસ મૂકયે ગઇ છે. ઘણીક ગરબીઓમાં ચાર ચાર કડીના સરખા પ્રાસ મેળવ્યા છે.

એમ છતાં પણ રાધાબાઇની કવિતા એકંદર જોતાં રસિક અને લોકપ્રિય છે. તે પોતે મુસાફર હતી માટે તેની ગરબીઓમાં વર્ણન છટાપણ ઇતિહાસ જેવી છે. તેની યાત્રાના સંબંધમાં જે જે ધામ વગેરે આવ્યાં છે તે તે તેણે પોતાની ગરબીઓમાં વર્ણવ્યાં છે. મુચુકુંદમોક્ષાદિ ગરબીઓ નવરાત્રીમાં સ્ત્રીઓ ગાઇ શકે તેવા રાગની છે. ગ્રંથના છેવટમાં દાખલ કરેલાં પદ પુરૂષો ગાઇ શકે તેવા રાગનાં છે.

૪૧૪૯

॥ श्रीजगदीश्वरायनमः ॥

# दीवाळीबाइकृत

## रामजन्मनीगरबीओ.

### ગરબી ૧ લી.

પરથમ નમું જોડી કર બેઉ, તુલસીદાસના પંથને રે;
માડી સરસ્વતી કીજે સાર, ગાઇએ રામજી વંશને રે. ૧
આઇ પિયર સાસરી આપ, ગુણલા ગાઉં જો;
તારી કિરપા માડી હોય, સુખી થાઉં જો. ૨
પરથમ કરી આઇ તેં સાર, કિરપા સંતને જો;
તે તો થયા મોટા મોટા ભક્ત, પામ્યા અંતને જો. ૩
તેવી કીજે આઇજી સાર, હું બાઈ બાપડી જો;
દીવાળીબાઇનાં પિયેર પ્રાણ, આપો વિદ્યાકાપડી જો. ૪

### ગરબી ૨ જી.

અન્નપૂરણાજી માતા મોટી, ગુણલા ગાઉં છું જો;
તારાથકા ધારૂં જીવ, સુખી થાઉં છું જો. ૧
તેણે ગાઉં ગુણલા આજ, જીવન જીવનાં જો;
ધારે પ્રાણી જીવી એમ, એ સુખ તાહરાં જો. ૨

૧ તુલસીદાસ ઇ૦—તુલસીદાસે રામાયણ કર્યુંછે માટે રામભક્તિને બાઇએ તુલસીદાસનો પંથ કહ્યોછે. આઇ-મા. આપ-તમે. ૨ એ ઇ૦-એ તારાં આપેલાં સુખછે.

દેવી તારા જેવી દાતાર, કોઇ છે નહિ જો;
ગાય દીવાળીબાઇ ગુણ, ઊણુમ છે નહિ જો. ૩

ગરબી ૩ જી.

ગાઉં તુલસીદાસના ગુણ, દાદા ગુરૂજી રે;
મને થાજો સાર સાર, મારા ગુરૂજી રે. ૧
જેનું ભજન રામજી રામ, મરતા સુધી ગુરૂજી રે;
જેનો ચાલ્યો મોટો પંથ, મારા ગુરૂજી રે. ૨
બધા ભગવાન જો કે'વાય, તોયે ગુરૂજી રે;
દીવાળીબાઇના પંથના પ્રાણ, ગાઓ રામજી રે. ૩

ગરબી ૪ થી.

ધન્ય ધન્ય મારી માય, ધરી ગર્ભવાસમાં જો;
પરણી થઈ હું તો વિધવાય, પામી આ સમો જો. ૧
મોટો તુલસીદાસનો પંથ, માડી તેં કહ્યો જો;
તેથી સુખી થઇ હું આજ, માડી ગુણ ગણ્યો જો. ૨
ગાઉં રામજીના ગુણ, દા'ડો રાતડી જો;
દીવાળીને આપે દાન, અન્ન વસ્ત્ર કાપડી જો. ૩

ગરબી ૫ મી.

મારા બાપ તમે ગુણવાન, પંથ દેખાડીઓ જો;
મને તારશે રામજી સત્ય, પિતા માડીઓ જો. ૧
હવે રામજીના ગુણ ગાય, મારા બાપજી જો;
મારા ટળે મનના તાપ, જે સંતાપજી જો. ૨

---

૧ સાર સાર—સાર સાર પ્રાપ્ત થજો. દાદા ગુરૂજી—વૃદ્ધ ગુરૂજી. જેનું—જે તુલસીદાસનું. બધા ઇ૦—જો કે બધા દેવ ભગવાન કહેવાયછે તોય દીવાળીબાઇએ સ્વીકારેલા પંથના પ્રાણરૂપ રામજી છે તેને તમે ગાઓ.

ગુણ જેવા તેવા ગાઇએ, તીરથમાં ફરી જો;
ભૂલે ભાયડા મોટા મોટા, દીવાળી ના ડરી જો. ૩

ગરબી ૬ ઠ્ઠી.

અજોધ્યાપુરના રાજા નામ, દશરથ મોટું જો;
કેકૈ કૌસલ્યા સુમિત્રા, નારી નામે જો. ૧
જેણે સાધ્યાં તપ ને નેમ, તેથી રામજી જો;
આવ્યા પુત્રકેરે વેશ, સુખના શામજી જો. ૨
એકલ શૃંગી બોલાવ્યા મુન્ય, જગન કીધો જો;
દીવાળીબાઇના પ્રભુ રામ, જન્મને લીધો જો. ૩

ગરબી ૭ મી.

થઈ ઘેલી ઘેલી ગાઉં, હવે ગુણલા જો;
મોટા પ્રભુજી દાતાર, હિરદામાં મળ્યા જો. ૧
હું તો કાલી ઘેલી બાઈ, ગુણલા ગાઉં છું જો;
રામ રામ ભજીને રામ, સુખી થાઉં છું જો. ૨
રામ ચરિત્ર સુણ્યાં અપાર, તેથી ગાઉં છું જો;
દીવાળી બ્રહ્મા ભૂલે ભણતાં, સુખી થાઉં છું જો. ૩

ગરબી ૮ મી.

થયાં સુખી સુખી સર્વ, અજોધ્યાપુરનાં જો;
દશરથ રાજાનો રહ્યો વંશ, તેથી સુખિયાં જો. ૧

---

૭ હિરદામાં —હૃદયમાં. દીવાળી ઈ૦—દીવાળી કહે છે કે રામના ગુણને ગણતાં બ્રહ્મા પણ ભૂલે છે (અર્થાત્ તે અપાર છે). એવા ગુણ ગાઇને હું સુખી થાઉં છું.

દહાડા રહ્યા ત્રણ નાર, તેથી સુખિયાં જો;
રૂપ રૂપનાં મણિ નાર, ભાગ્યાં દુઃખિયાં જો. ૨
આવ્યા પંચમાસી દિન, બ્રાહ્મણ નોતર્યા જો;
દીવાળી કે' સગાં સર્વ, મહિનો નોતર્યા જો. ૩

ગરબી ૯ મી.

પંચમાસી ત્રણે નાર, કેરાં થઈ ગયાં જો;
રૂપ રૂપનાં મણિનાર, તે તો થઈ ગયાં જો.
થઇ શરીરે માઈ પુષ્ટ, દિન દિન વાધતે જો;
થયા મહિના આઠ તો જાણ, સુખડાં લાધતે જો. ૨
અઘરણીનું મોટું કામ, રાજાએ કર્યું જો;
દીવાળીબાઇનું સહુ કામ, સે'જેવેજે સર્યું જો. ૩

ગરબી ૧૦ મી.

મુનિ નોતર્યા અપાર, ઋષિ ત્યાં ઘણા જો;
આખું ગામ જમાડ્યું ભૂપ, રાખી નહિ મણા જો. ૧
દશ દહાડા ઓચ્છવ એજ, રાજાએ કર્યા જો;
ગરીબ ગરબાં થઇ ગયાં ન્યાલ, અરથ તો સર્યા જો. ૨
દિનમાં ખાયે દશ દશ વાર, થાય ન મૂરછી જો;
દીવાળી પાય લાગી ગાય, ગુણલા તો કથી જો. ૩

ગરબી ૧૧ મી.

ગયા જમણવારના દિન, રાજા સુખિયા થયા જો;
આપ્યાં વસ્ત્ર અન્ન ને દાન, માગણ સુખી થયા જો. ૧

---

૯ રૂપ ઇ૦—ગર્ભવતી સ્ત્રી વિશેષ સુંદર દેખાય છે તેનું આ કથન છે. માઇ—માતા. કૌસલ્યા આદિક દશરથ પત્નીઓ. (ગર્ભવતી સ્ત્રી પુષ્ટ પણ થાયછે તેનું સૂચન છે). સે'જેવેજે —સેહેજમાં.

આપી ગાયો અપાર, રાયે દૂઝણી જો;
બ્રાહ્મણ મોટા થઈ ગયા શેઠ, ભાવટ ભાગતાં જો. ૨
સગાંવા'લાં મળિયાં જેહ, તેને આપિયાં જો;
વસ્ત્ર ઘરેણાં અપાર, દીવાળી દુઃખ કાપિયાં જો. ૩

## ગરબી ૧૨ મી.

એમ આપ્યાં અપાર તે દાન, દીન દાતા થયા જો;
સગાં કુટુંબી અને લોક, બહુ માતા થયા જો. ૧
એવે ઉતર્યો આઠમો માસ, નવમો બેસતો જો;
તુલસીદાસનો પ્રભુ પ્રાણ, અચાનક જન્મ્યો જો. ૨
કેકૈના પેટની માંય, ભરતજી જધે જો;
દીવાળી સુમિત્રા માત, બે બાળક ભજે જો. ૩

## ગરબી ૧૩ મી.

કૌસલ્યા મોટી માત, તે થઇ સૂરશી જો;
પૂરણ કળાનો સૂર, તેવી થઈ પૂરી જો. ૧
રાતે ઝઘતાં તેજ, દીવા શું જધે જો;
તુલસીદાસના પ્રાણ, પેટમાં જધે જો. ૨
આવ્યા રાજા કેકૈ પાસ, રાતે તો ઉઠી જો;
જોઇ તેજ ને પામ્યા સુખ, દીવાળી છો સુખી જો. ૩

## ગરબી ૧૪ મી.

મારી માનીતી બોલો બોલ, જોઇએ તે આપીએ જો;
આજ સુખી થાય મારા જીવ, જોઈ તમને અતિ જો. ૧

---

૧૨–૧ દીન ઇ૦—દીન લોકો દાતા થઇ ગયા એટલું દ્રવ્ય તેમને રાજાએ આપ્યું. માતા—પુષ્ટ ( ધન સંપત્તિથી અને શરીરે ).

આપું સુખનું માગ્યું આજ, માગો મારી વા'લી જો;
તારાથી વધારે નથી કાંઇ, મારી કાલી જો. ૨
ઘડપણમાં આવ્યા દિન, આવા સારા જો;
દીવાળીના રાય પ્રસન્ન, ભયા અપારા જો. ૩

### ગરબી ૧૫ મી.

બોલ્યાં માનીતી કૈકૈ માત, આપો રાજા જો;
મુખ જો બોલ્યા છો આજ, મોટા રાજા જો. ૧
અમો બોલું ગાંડું ઘે'લું, મોટા રાજા જો;
તોય મનાવું પડશે મન, મોટા રાજા જો. ૨
પે'લું સાંભળો મન થાય, મોટા રાજા જો,
જાણે માટી ખઇને જીવાય, મોટા રાજા જો;
દીવાળી બાઇ. કે' આપો તેહ, મોટા રાજા જો. ૩

### ગરબી ૧૬ મી.

કચવાય રાજા તેથી, મનમાં મોટા જો;
માગી માગી ને માટી માગી, રાણી મોટાં જો. ૧
માટી માણસ ખાય ? રાણી મોટાં જો;
અમે આજ સાંભળ્યું કાન, રાણી મોટાં જો. ૨
ખાઓ સુખડી સારી સારી, રાણી મોટાં જો;
દીવાળી ના માને મન, રાણી મોટાં જો. ૩

### ગરબી ૧૭ મી.

બળી સુખડી તમારી કંથ, આપો માટી જો;
કહ્યું શું કરવા મારા કંથ ? આપો માટી જો. ૧
મોટા ભા થઈ બોલ્યા આજ, આપો માટી જો;
નહિ તો ના કહી ત્યાંથી જાવ, આપો માટી જો. ૨

---

૧૪– ભયા—થયા.

ખાવી માટી મારા કંથ, આપો માટી જો;
દીવાળીબાઇ કે' લીધો હઠ, આપો માટી જો. ૩

## ગરબી ૧૮ મી.

રાજાએ રીઝાવી રાણી, આપી માટી જો;
સોપારીના કડકા જેટલી, આપી માટી જો. ૧
રાણી રીસાયાં તેથી અપાર, આપી માટી જો;
રાજા રીઝવતા અપાર, આપી માટી જો. ૨
આપું કેટલી તો રીઝો નાર, આપી માટી જો;
દીવાળી કે' હોય જેટલું મન, આપી માટી જો. ૩

## ગરબી ૧૯ મી.

રાજાએ લીધી પોશની માંય, લીજે રાણી જો;
માટી ખાશો નહિ તમે મસ, મારી રાણી જો. ૧
માટી ખાતાં થાયે રોગ, મારી રાણી જો;
થોડી લેઇ મનાવજો મન, મારી રાણી જો. ૨
કેકૈ કે' છે છો થતો રોગ, અમને થાશે જો;
દીવાળીબાઇ લેશે માટી, દુઃખડાં જાશે જો. ૩

## ગરબી ૨૦ મી.

માટી મન ગમતી લેઇશ, મારા સ્વામી જી;
એમ કહીને ભરતાં પોશ, કેકૈ નારી જો. ૧
રાજા કે' લઇ લીધી બધી! કેકૈ કામા જો;
ખાઇ થોડી નાખી દેજો, કેકૈ કામા જો. ૨
રાજા જોતાં ખાધી બધી, કેકૈ કામા જો;
દીવાળીબાઇની કેકૈ માત, કેકૈ કામા જો. ૩

## ગરબી ૨૧ મી.

રાજા આંહાં! કરતા રહ્યા, ખાધી માટી જો;
ખુશી ખુશી થાય અપાર, ખાધી માટી જો. ૧
મારા કંથજી માન્યું મન, ખાધી માટી જો;
આપો નિત્યે થાઉં પ્રસન્ન, ખાધી માટી જો. ૨
રાજાનું મન માન્યું નહિ, ખાધી માટી જો;
દીવાળીબાઇ ઉઠ્યા રાય, ખાધો માટીં જો. ૩

## ગરબી ૨૨ મી.

ગયા સુમિત્રાની પાસ, વા'લી નારી જો;
રાણી સજ થઇ આવ્યાં પાસ, વા'લી નારી જો. ૧
જોઇ રૂપનાં મણિનાર, વા'લી નારી જો;
રાજા રીઝયા અપરંપાર, વા'લી નારી જો. ૨
બેઠા સુખસજ્જાંએ રાજા, વા'લી નારી જો;
દીવાળીબાઇ પામ્યાં સુખ, વા'લી નારી જો. ૩

## ગરબી ૨૩ મી.

પૂછી ખબર રાજા દશરથ, બોલો બાળી જો;
માગો મન ગમતું કંઇ આજ, મારી વા'લી જો. ૧
કૈકેએ માગ્યું જેહ, મારી વા'લી જો;
તેવું નહિ માગો તમે નાર, બોલો બાળી જો. ૨
ઘડપણમાં આવ્યા સારા દિન, મારી વા'લી જો;
દીવાળીબાઇના જીવ આધાર, બોલો બાળી જો. ૩

## ગરબી ૨૪ મી.

નાથ માગ્યું આપો આજ, તો તો બોલું જો;

મારે કેકે જેવું ન જોઇએ, માગ્યું આપો જો. ૧
રાજા કે' આપું મારી નાર, બાળા બોલો જો;
ના મળે એવું નથી કાંઇ, બાળા બોલો જો. ૨
પાતાળ સ્વર્ગેથી આણી આપું, બોલો બાળા જો;
દીવાળીબાઇ માગે માન, બોલો બાળા જો. ૩

### ગરબી ૨૫ મી.

મારા નાથજી જો પ્રસન, આપો નળિયું જો;
ખાઉં ભચડ ભચડ આજ, આપો નળિયું જો. ૧
મારા દંતુડા કરકરે નાથ, આપો નળિયું જો;
રાજા મનમાં બહુ કચવાય, આપો નળિયું જો. ૨
ઘેલી એ શું માગ્યું મુખ, માગો મોટું જો,
મન ગમતું આપું આજ, માગો મોટું જો;
દીવાળી કે' રીસાઇ નાર, નળિયું ના'પે જો. ૩

### ગરબી ૨૬ મી.

તેને મનાવતા ભૂપાળ, રામા રિઝો જો;
એવું વરવું શું માગો નાર, રામા રિઝો જો. ૧
માણસ તે નળિયું ખાય? રામા રિઝો જો;
એ તો વિપરીત વાત કે'વાય, રામા રિઝો જો. ૨
માગો મન ગમતી સુખડી, રામા રિઝો જો;
દીવાળીની ભાગે ભૂખડી, રામા રિઝો જો. ૩

### ગરબી ૨૭ મી.

સુખડીથકી નવ રીઝીએ, સુણો રાજા જો;
દુખડી જેવી છે સુખડી, સુણો રાજા જો. ૧

---

૨૫ ના'પે—ન આપે તો. ૨૬ વરવું—ખોટું—લંજામણું. ૧

ખાઇ ખાઇ મન માનિયાં, સુણો રાજા જો;
મન ગમતું જે આપવું, સુણો રાજા જો. ૨
તો તો નળિયું આપો નાથ, સુણો રાજા જો;
દીવાળી માગું એટલું, સુણો રાજા જો. ૩

ગરબી ૨૮ મી.

રાજા મન અટવાઇ કહે, લીજે નારી જો;
એક કડકો મૂકતા પાણ, રિઝો રાણી જો. ૧
કડકાને અમો શું કરૂં, સુણો રાજા જો;
જો રીઝયા મારા નાથ, સુણો રાજા જો. ૨
તો આખાં આપો નળિયાં, સુણો રાજા જો,
દીવાળી કે' રાજા દુખિયા, હઠી નારી જો;
કચવાઈમને આપે એક, નળિયું ભારી જો. ૩

ગરબી ૨૯ મી.

આખું લીધું નારીએ, જાવા લાગી જો;
ભચડ ભચડ ખાય, મૂકી ઉદાસી જો. ૧
રાજા કે' ગર્ભ દુઃખી થશે, આ શાં ઘે'લાં જો;
રાણી કે' ઘેલા આપ, ખાઇએ પે'લાં જો. ૨
ત્યાંથી ઊઠી રાય ચાલિયો, ગયો વે'લો જો;
દીવાળી કૌસલ્યાપાસ, વે'લો વે'લો જો. ૩

ગરબી ૩૦ મી.

વડી રાણીએ જાણિયું, આવ્યા રાજા જો;
પાટ પથરાવ્યા ચોપાસ, ધારી માઝા જો. ૧

---

૨૮ અટવાઇ—કચવાઇ. પાણ—હાથમાં. હઠી—હઠીલી. મને—મનમાં.

થાળ ભરી પૂજાતણી, ઉભાં ગોરી જો;
પૂજ્યા રાજા રૂડી રીત, આશા જોડી જો. ૨
ધન્ય આજનો દહાડો નાથ, આપ પધાર્યા જો;
દીવાળીના સારા દિન, વેગે પધાર્યા જો. ૩

ગરબી ૩૧ મી.

રાજા મન ઘણું રીઝિયો, જોઈ ઠાકરૂં જો;
બે રાણીથી ડાહી નાર, ઠર્યું મન મારૂં જો. ૧
એના રૂપતણી બલિહાર, કેવી દીસતી જો;
દીસે ગંભીરડી સારી, બહુ બહુ હીસતી જો. ૨
ધન્ય ધન્ય ભૂપાળ, નારી સારી મળી જો;
દીવાળી મળી સાકર ખીર, જુક્તે જોડી જડી જો. ૩

ગરબી ૩૨ મી.

બેઠાં સજ્જાએ કામા કંથ, વાતો માંડતાં જો;
બોલી વિનોદકેરાં વેણ, મનડાં ઠારતાં જો. ૧
રાજા કે'તા માગો નાર, આપું શું અમો જો;
તમો દેખી રીઝું અપાર, સારો છે સમો જો. ૨
તુલસીદાસનો સ્વામી ધન્ય, ઘડપણ ત્રૂઠીઓ જો;
દીવાળી સરિયાં કાજ, દૂધે મે' વૂઠીઓ જો. ૩

ગરબી ૩૩ મી.

માગો માગો મૂકી માન, ગુણાળી ગોરી જો;
અમો આશા પૂરૂં આજ, તરૂણા તોરી જો. ૧
બે રાણીથી રાણી વડાં, ગુણાળી ગોરી જો;
ઠર્યા ઠકરાણીની પાસ, વાત એ મોરી જો. ૨

---

૩૧ ઠાકરૂં—ઠકરાઈ જેવી રીત.
૩૨ વૂઠીઓ—વરસ્યો. ૩૩ તોરી—તારી. હીસતી—હર્ષ પામતી.

મન ગમતું માગો આજ, ગુણાળી ગોરી જો;
દીવાળી હું પૂરૂં આશ, તરૂણી તોરી જો. ૩

ગરબી ૩૪ મી.

રીઝયાં કૌસલ્યાજી માત, મુખથી બોલ્યાં જો;
સ્વામી માગીએ વર ત્રણ, છે ન અમોલ્યાં જો. ૧
નારી માગો ચાંદા સૂર, આણી આપું જો;
મન ગમતો માગો ભોગ, દુઃખડાં કાપું જો. ૨
રીઝી રાણી બોલ્યાં ત્યાર, મનનું માન્યું જો;
દીવાળી કે' કે'તી નાર, છાનું છાનું જો. ૩

ગરીબી ૩૫ મી.

માગ્યું આપો મારા નાથ, તો અમો માગું જો;
આજ રીઝવિચે મારા કંથ, દુઃખડાં ભાગું જો. ૧
જોઇએ કોયલા રાખોડી ઠીબ, ખાવા મારે જો;
મંગાવી આપો નાથ, મન કરી ભારે જો. ૨
રાજા કચવાયા મન, નારી ઘે'લી જો;
દીવાળી છે જેવી બેય, તેવી તું મેલી જો. ૩

ગરબી ૩૬ મી.

ગાંડી કોયલા શે ખાય, મુખ થયાં રાતાં જો;
રાખોડીએ મોઢું ભરાય, ઠીબડી ખાતાં જો. ૧
એ તો વિવા' માંહે વઘન, નારી મારી જો;
જમો સુખડી વાની પાંચ, આશા ધારી જો. ૨
એકે માટી માગી નાર, બીજીએ નળિયું જો;
દીવાળી તેવાં ત્રણ, ડા'પણ કળિયું જો. ૩

---

૩૪ વર—વરદાન. ૩૬ કળિયું—સમજાયું.

## ગરબી ૩૭ મી.

નારી કે' વા'લાં તેહ, મન માન્યું દીધું જો;
અમો જૂનાનાં શાં માન, સુખ શો લીધું જો. ૧
નો'તાં માગવા આવ્યાં નાથ, આવી ફૂલ્યા જો;
હાવે શેણે મન કચવાય, દેહીમાં દૂલ્યા જો. ૨
તેડાં નો'તાં મોકલ્યાં નાથ, અમો અણમાની જો;
દીવાળી મારી માત, રડતી છાની જો. ૩

## ગરબી ૩૮ મી.

રીઝાવતા રાજા ત્યાંય, લીજે રાણી જો;
તારે કાજે કે'તા સારૂં, લીજે રાણી જો. ૧
મંગાવી ત્રણે વસ્ત, મનની માની જો;
રાજા કે'તા દીસે રોઝ, નારીઓ રાની જો. ૨
ખાયે કોયલા રાખોડી ઠીબ, નહિ કોઇ જંતુ જો;
દીવાળી નારી નામ, કે'તો રાય વંતુ જો. ૩

## ગરબી ૩૯ મી.

ખાધી મન ગમતી વસ્ત, નારી ફૂલી જો;
રાજા માગી ચાલ્યો શીખ, દેહડી દુલી જો. ૧
વાણે સભામાં બેશી ભૂપ, ગોરને તેડે જો;
કે'તો રાજા મુખે મુખ, બનિયું કેડે જો. ૨
ગોર મારી ભાગો ભ્રાંત, મોટી મનમાં જો;
દીવાળીના રાજા એમ, તાપ્યો તનમાં જો. ૩

## ગરબી ૪૦ મી.

ગોર મારા! નારી ઓધાન, ખાએ નીચું જો;
દુઃખ દુઃખ મોટું દુઃખ, નયનાં મીચું જો. ૧

---

૩૭ દેહીમાં ઇ૦—મનમાં દુઃખી થયા. માત–કૌસલ્યા.
૩૮ રાની–જંગલી. ૩૯ કેડે—ગયે દિવસેજ બન્યું હતું તે.
૪૦ નીચું—હલકું.

માટી નાળિયું રાખોડી ઠીક, કોયલા કૂડા જો;
ખાયે નારીઓ ઘણે હર્ખ, દુઃખમાં બૂડયા જો. ૨
ખટ શાસ્રમાં એનો ખેલ, ગોર છે મારા જો;
દીવાળીબાઇ કે' ભાગો જોર, સંશય મારા જો. ૩

ગરબી ૪૧ મી.

ગોર કે'તા સુણિયે રાય, ખટ જે શાસ્ત્ર જો;
તેથી મોટું એક મનાય, બૈરક શાસ્ત્ર જો. ૧
એ તેમાંના છે નેમ, નહિ તેનું સૂત્ર જો;
બોલે બાઇડી જેવા બોલ, કરવું સત્ર જો. ૨
રિઝયો રાજા સુણી વચન, સંશય ભાગ્યો જો;
દીવાળી હસિયો ઘણી વાર, કર દઇ ભાગ્યે જો. ૩

ગરબી ૪૨ મી.

એમ જાતા હરખના દન, વીત્તે માસા જો;
નવ મસવાડા ગયા ત્યાર, પો'તી આશા જો. ૧
રાજા વિચારી ભલી ભાત, રાતે હીંડયા જો;
ગયા કેકેકેરે અવાસ, રાતે હીંડયા જો. ૨
આવ્યા રાજા ન જાણ્યું નાર, સજ્જા સૂતી જો;
દીવાળી ભર નિદ્રા નાર, સજ્જા સૂતી જો. ૩

ગરબી ૪૩ મી.

રાજા બેઠા જેમને તેમ, જોતો ચરચા જો;
નારી પામી હુતી સ્વપ્ન, જોતો ચરચા જો. ૧
કે'તી મોટા ભાઇના પાગ, પૂજું પ્રીતે જો;
કરૂં એકાંત જાગે વાસ, સારી રીતે જો. ૨

---

૪૧ સત્ર—સેહેલ. ૪૩ સૂત્ર—શાસ્ત્ર વચન. કે'તી ઇ૦—કૈકેયી સ્વપ્નમાં બોલેછે. સ્વપ્નના બોલ એ જાણે ભરતનાં ભાવિ વચન છે.

માફું માતાને નિંદે ભાઇ, પૂજું પ્રીતે જો;
દીવાળી ઉઠી અકળાઇ, બાવરી રીતે જો. ૩

ગરબી ૪૪ મી.

રાજાએ આશ્વાસી નાર, સપનું પામી જો;
અમુઝાએ છે અતિ નાર, સજ્જા સામી જો. ૧
રાજા બેઠા ઘડી બે ચાર, રિઝયાં રાણી જો;
બેઠયા ભાવ ધરીને ભૂપ, રાણી શાણી જો. ૨
રિઝાવતાં વીતી રાત, દિવસ ઉગ્યો જો;
દીવાળીના રાજા જાય, દિવસ ઉગ્યો જો. ૩

ગરબી ૪૫ મી.

બીજે દહાડે સુમિત્રા પાસ, રાતે રાજા જો;
ગયા ગોરીકેરી પાસે, રાતે રાજા જો. ૧
ભર નિદ્રામાં સૂતી નાર, રાજા બેઠા જો;
નારી પામી એવે સપન, રાજા સુણે જો. ૨
બોલી બેબાકળી થઇ બાળી, રાજા સુણે જો;
દીવાળીના સારા દિન, રાજા સુણે જો.

ગરબી ૪૬ મી.

કે'તી સપના માંહે નાર, થઉં બ્રહ્મચારી જો;
સેવું મોટા ભાઇના પાગ, ધારી ધારી જો. ૧
મારૂં રાક્ષસ સેવું પાગ; બંધુ મારા જો;
એકલાં મેં તો ન રહેવાય, બંધુ મારા જો. ૨
અરે મેં દીધું ક્યાં દુઃખ, જનેતા જેવી જો;
દીવાળી થઈ જોગી જોગ, જનેતા જેવી જો. ૩

---

૪૩ ભાઇ ૯૦—ભાઇ (રામને) માતા જો નિંદે તો માતાને મારૂં, એ ભાવ છે. મારવાનું સાંભળીને કૈકેયી ગભરાઈને જાગી ઊઠે છે.

૪૪ આશ્વાસી—આશ્વાસના કરી. ૪૬ કે'તી ૯૦—લક્ષ્મણનાં ભાવિ વચન બોલતી. ૪૬ જનેતા જેવી—સીતા.

### ગરબી ૪૭ મી.

વળી બીજા બોલી બોલ, રાજ્ય ન જોઇએ જો;
વા'લાને લીધો સાથ, રાજ્ય ન જોઇએ જો. ૧
અમો વશીએ વન, રાજ્ય ન જોઇએ જો;
માતા થઈ ( લાગી ) વેરણ આજ, રાજ્ય ન જોઇએ જો. ૨
એમ કહીને રડતી નાર, રાજ્ય ન જોઇએ જો;
દીવાળી રાય જગવે નાર, શામા શું જોઇએ જો. ૩

### ગરબી ૪૮ મી.

જાગી નારી પામી સુખ, રાજા દીઠે જો;
બોલી મધુરૂં ને મીઠ, રાજા દીઠે જો. ૧
સ્વામી પામો કૂડું સ્વપ્ન, મનમાં બીધી જો;
તે તો કહી બતાવ્યું નાર, ઓથારે દાબી જો. ૨
રાજાએ રીઝવી નાર, દિવસ ઉગ્યો જો;
દીવાળી ગયા સભા માંય, દિવસ ઉગ્યો જો. ૩

### ગરબી ૪૯ મી.

ગયા બે ચારેક દિન, રાજા જાયે જો;
કૌસલ્યાકેરે અવાસ, દુઃખી થાયે જો. ૧
ગયા રાતે રાજા પાસ, કૌસલ્યાકેરી જો;
નારી ઊંઘમાં હુતી મગ્ન, રાયે ઢંઢોળી જો. ૨
તોય જાગી નહિ તે વામ, રાજા બેઠા જો;
દીવાળીનો કેવો દિન, હિરદે પેઠા જે. ૩

### ગરબી ૫૦ મી.

નારી પામી માઠું સ્વપ્ન, સોગન પાળું જો;
જો ચૂકું સોગન હુંય, દેહડી બાળું જો. ૧

---

૪૯ હિરદે ૪૦—હૃદયમાં કોણુ જાણે કેવોય દિવસ પેઠો છે( રાણીઓનાં સ્વપ્નાં વગેરેને ઉદ્દેશીને કહે છે. )

ભલે માગ્યું મારી માત, સોગન પાળું જો;
વસાવે કોઈ જો વાસ, દેહડી જાળું જો. ૨
બાંધી જટા જાઉં વન, સોગન પાળું જો;
દીવાળીના રૂઠે દિન, દેહડી જાળું જો. ૩

ગરબી ૫૧ મી.

ગઇ વનમાં સારો સાથ, જટા બાંધી જો;
વનફુળ પે'ર્યાં માથ, હર આરાધી જો. ૧
સાર્યાં વિધિએ શ્રાદ્ધ, બંધુ મળિયા જો;
મુનિના જેવા ધરી વેશ, રહીશું બળિયા જો. ૨
એવે રાક્ષસ આવ્યા લઢવા, તીરે માર્યા જો;
દીવાળીના જીવ આધાર, શાણા સારા જો. ૩

ગરબી ૫૨ મી.

તીરે માર્યા રાક્ષસ મોટા, રાણી રીઝયાં જો;
લીધી કંચુકીની હઠ, મૃગલાં સીઝયાં જો. ૧
એવે રડી ઊઠી નાર, બધું વારે જો;
મનાવી જેમ તેમ મન, આગળ ચાલે જો. ૨
મેળ્યું વાનરકેરૂં સેન, દરિયો બાંધ્યો જો;
દીવાળી સપના માંય, સમો સાંધ્યો જો. ૩

ગરબી ૫૩ મી.

રાણો વિભીષણ વડ વીર, રાજા કીધો જો;
વેળુની લંકા કીધ, સ્વારથ સિધ્યો જો. ૧

---

૫૦ સોગન ઇ૦–રામનાં ભાવિ વચન.

૫૨ રાણી–સીતા. નાર રડી ઉઠી–સીતાવિયોગી, રામના વિલાપનાં ભાવિ વચન.

પછી સમજાવવાને અંધ, લંકા રાણો જો;
ગયો અંગદ મોટો વીર, શાણામાં શાણો જો. ૨
કીધો અતિ અતિશે બોધ, બરમાં લાવી જો;
દીવાળી નવ ચળિયો ઢોર, કહ્યું સમજાવી જો. ૩

ગરબી ૫૪ મી.

આવ્યો પાછો ને થઈ રાડ, અતિ મોટી જો;
ભાઈ ભાંડુ સઘળા લોક, ભૂખ્યા લોટી જો. ૧
પડ્યા ભોમની માંય, રાણો ધાયો જોં;
કૌસલ્યાએ સાચું બાણ, નાદ વજાડ્યો જો. ૨
મારો મારો રાક્ષસ ઢોર, કે'તી ઉઠી જો;
દીવાળી કૌસલ્યા માત, સપને રૂઠી જો. ૩

ગરબી ૫૫ મી.

દશરથ રાજા છળિયો આપ, નારી સાંતો જો;
તેને જગાડતો ભૂપાળ, મનનો માતો જો. ૧
જોઈ રાજા શરમાઈ નાર, કંથડા ક્યાંથી જો;
તમો આવ્યા આજ ભુવન, કંથડા ક્યાંથી જો. ૨
રાજા પૂછે વા'લી જીવ, સપને માર્યા જો;
દીવાળી એ રાક્ષસ કોણ, કો ન ઉગાર્યા જો. ૩

ગરબી ૫૬ મી.

મારા કંથજી ડાહ્યા અપાર, સુણીએ મારૂં જો;
મારા મનડાકેરી વાત, આજે સારૂં જો. ૧
મને નિત્ય નિત્ય આવે સ્વપ્ન, ( હું ) રાક્ષસ મારૂં જો;
જાણે પાળું સત્ય ને નેમ, વનકુળ ધારૂં જો. ૨

---

૫૩ બરમાં—રીતમાં, યુક્તિમાં.

જાણે આનંદ આનંદ નાથ, કોઇ દિન મુજને જો;
દીવાળીના જીવાજીવ, સુખ અતિ મુજને જો. ૩

ગરબી ૫૭ મી.

કોઇ દિન થાયે મુજને ભે, ગર્ભ ના પેટે જો;
કોઇ દિન થાયે મુજને સુખ, દુઃખડાં મેટે જો. ૧
એનું કારણ કો' મારા કંથ, એ શું હોશે જો;
મારા જીવન જીવાજીવ, સમો જોશે જો. ૨
એ રીતે બોલી નાર, રાજા રીઝયા જો;
દીવાળીબાઇના જીવ, હરખે ભીંજ્યા જો. ૩

ગરબી ૫૮ મી.

રાજાએ વાર્તા કહી અનેક, ઓથાર દાબે જો;
અમો વૈદને પૂછું કાલ, સુખડાં થાશે જો. ૧
એવે પ્રભાતનાં નિશાન, અજોધ્યા વાગ્યાં જો;
જાગ્યા ગામના લોક, આળસ ભાગ્યાં જો. ૨
રાજા ઊઠી ચાલ્યા સભાય, ગોરને પૂછે જો;
દીવાળીના જીવાજીવ, ગોરને પૂછે જો. ૩

ગરબી ૫૯ મી.

મારા ગોરજી મોટા દેવ, સંશય પડિયો જો;
તે ભાગ તો નથી ગોર, હિરદે જડિયો જો. ૧
ભયા મનમાં મોટા ભર્મ, તેહ નિવારો જો;
મન રાજી ને કંઇ દુઃખી, સુખડાં સારો જો. ૨
બોલ્યા ગોર મોટા દેવ, શાં છે દુઃખડાં જો;
દીવાળીના જીવાજીવ, પામ્યા સુખડાં જો. ૩

---

૫૬ જીવાજીવ—પ્રાણજીવન.

### ગરબી ૬૦ મી.

રાજા દશરથ બોલો શાંય, પામો દુઃખડાં જો;
આજ સંશય ભાગી સર્વે, કીજે સુખડાં જો. ૧
આખી ભોનું પામ્યો રાજ, છે નારી ઓધન જો;
છે ત્રેણુ એક સમાન, સારૂં શોધન જો. ૨
તારે સંશયનાં શાં સપ્ન, રાજા મોટા જો;
દીવાળી ના તારી તુલ્ય, કોઇએ જોટા જો. ૩

### ગરબી ૬૧ મી.

રાજા બોલ્યો ગોરની સંગ, નારી ઓધન જો;
ગયા તેની પાસે ગોર, કરવા શોધન જો. ૧
એક સપનામાં જોગી નાર, એક જોગી ભોગી જો;
એક નારી તો મા'વીર, શૂરી સોજી જો. ૨
એમ જૂદે જૂદે દિન, ચરચા ભાળી જો;
દીવાળી લવે સપના માંય, ત્રણુ બાળી જો. ૩

### ગરબો ૬૨ મી.

ગોરજી શો એનો ભેદ, મુજને કહીએ જો;
એમ સમજીએ નહિ મન, સંશે દહીએ જો. ૧
ભાખ્યા ગોરજી રૂડી રીત, સુણો રાજા જો;
ધરી ધર્મનું રૂડું વાન, સમજી માઝા જો. ૨
રાજા સપનાકેરી માંય, ગરીબ ગરબું જો;
દીવાળી થાયે રાજ, ગરીબ ગરબું જો. ૩

### ગરબી ૬૩ મી.

એવા સપનાકેરા સંશે, રાજા તારા જો;

---

૬૦ ભોનું-ભૂમિનું. ઓધન-ઓધાન—ગર્ભ. ૬૧ સોજી-સ્વચ્છ-પવિત્ર.

રાણી ગર્ભવતીનાં સ્વપ્ન, છે અતિ સારાં જો. ૧
જો કે જૂઠાં સહુ સ્વપ્ન, તોયે સાચાં જો;
જોશો ઘણેરાં જાતો જાત, સાચાં માચાં જો. ૨
અતિશે કહીએ શું રાય, સંશે જાશે જો;
દીવાળીના જીવાજીવ, સુખડાં થાશે જો. ૩

ગરબી ૬૪ મી.

રાજા રીઝયા મન, આનંદ પામ્યા જો;
ચાલ્યા દશ મસવાડા દન, આનંદ પામ્યા જો. ૧
ગયા ગોરી કેકૈ પાસ, આનંદ પામ્યા જો;
બોલ્યાં રાણી થઇ ઉદાસ, સપનાં શામ્યાં જો. ૨
મારા કંથજી મોટી બીક, કેવાં ઉકું જો;
દીવાળી વસમી છે ઘાંટ, કેવાં ઉકું જો. ૩

ગરબી ૬૫ મી.

રાજા મનાવી મન, ત્યાંથી ચાલ્યા જો;
જઈ સુમિત્રાની પાસ, નયનાં ઢાળ્યાં જો. ૧
રાણી રીઝયાં જોઈ, આનંદ પામ્યાં જો;
સ્વામી હવે તો અમો સર્વ, સપનાં શામ્યાં જો. ૨
લાગે અંગો અંગે સુખ, સ્વામી મારા જો;
દીવાળીનાં નાઠાં દુ:ખ, સઘળાં ખારાં જો. ૩

ગરબી ૬૬ મી.

સ્વામી હવે તો અમને દુ:ખ, તમને સુખડાં જો;
અમો જીવું ના જીવું જાણ, પામું દુ:ખડાં જો. ૧
નારીને માથે એક, મોટી ઘાંટી જો;

૬૪ કેવાં–કેવી રીતે ? ઉકું–પ્રસૂતિમાંથી મુક્ત થાઉં. ઘાંટ–ઘાંટી.

તે તો આવે સારે કર્મ, મોટી ઘાંટી જો. ૨
સ્વામી જો અમો જીવીએ નહિ, તો તમે કરજો જો;
દીવાળીના જીવાજીવ, દુઃખડાં ન ધરશો જો. ૩

ગરબી ૬૭ મી.

રાજા કે' ઘે'લી નાર, એ શાં ઘે'લાં જો;
મનમાં ન લાવીએ કૂડ, વેલાં પે'લાં જો. ૧
જેણે જાણ્યું ઘડપણ દુઃખ, તે દુઃખ દેશે જો;
થાશે સુખી શામા સર્વ, સુખડાં જોશે જો. ૨
એમ મનાવી મન, રાજા ઊઠયા જો;
દીવાળી કૌસલ્યા પાસ, જઇને ત્રૂઠયા જો. ૩

ગરબી ૬૮ મી.

પૂછી પેરે પેરે સર્વ, વાતો સારી જો;
બોલી કૌસલ્યા મારી માત, પ્રેમ વધારી જો. ૧
શું કહીએ જીવાજીવ, અંગનો આનંદ જો;
ન થાયે ગર્ભનું દુઃખ, અતિશે આનંદ જો. ૨
મારી સખીઓ કે'તી સર્વ, બાઇ તને દુઃખે જો;
દીવાળીની મોટી માત, વસતી સુખે જો. ૩

ગરબી ૬૯ મી.

રાજા હું જાણું નહિ દુઃખ, સુખી સુખી જો;
બાયડીઓ બોલે જૂઠ, સર્વે મુખી જો. ૧
રાજા રીઝયા ત્યાંહી અપાર, વાતો માંડી જો;
ગઈ હરખે સારી રાત, વાતો માંડી જો. ૨

---

૬૬—કરજો-ફરીને લગન કરજો. ૬૭—ત્રૂઠયા-પ્રસન્ન થયા.
૬૯ મુખી—મુખે કે મુખ્ય.

થયો ઉદ્દકાળ મળાત, રાજા ઊઠ્યા જો;
દીવાળીના છેવાછેવ, સહુ પર ત્રૂઠ્યા જો. ૩

## ગરબી ૭૦ મી.

એક દિવસ રાજા આપ, કૈકે પાસે જો;
ગયા મળવા ગોરી પાસ, સારી આશે જો. ૧
બોલી નારી નાથ શું નેહ, પામું પુત્ર જો;
સમો જાયે મારો સ્વામ, જો કદી સૂત્ર જો. ૨
જુઓ ડાબી પાસે ગર્ભ, સ્વામી મારે જો;
દીવાળી જન્મે સુત, આશા ભારે જો. ૩

## ગરબી ૭૧ મી.

રાજા હરખ્યા અપાર, વાતો કીધી જો;
પામશો રાણી પુત્ર, વાતો કીધી જો. ૧
ગયા સુમિત્રાની પાસ, રાજા ઊઠી જો;
પામ્યાં નારી અતિશે સુખ, મનમાં ત્રૂઠી જો. ૨
સ્વામી સમજાવું એક શીખ, અમો જોષી જો;
દીવાળીની બોલ્યાં માત, અમો જોષી જો. ૩

## ગરબી ૭૨ મી.

જુઓ ફરવી હાથ, સ્વામી મારે જો;
પામું હું બંને પુત્ર, સહુ કો ધારે જો. ૧
મને થાયે ન માઠું મન, કે કંથ સારૂં જો;
કે'છે આપણી ડાહી દાઇ, છે અતિ સારૂં જો. ૨
જો સ્વામી પામું બે પુત્ર, તો સુખ મોટું જો;
દીવાળી આવે કન્યાય, તો તો ખોટું જો. ૩

### ગરબી ૭૩મી.

રાજા કે' ઘે'લી રામ, એમ ન કીજે જો;
અતિ હરખે ઘે'લાં થવાય, અર્થ ન સીજે જો. ૧
ધાર્યું પ્રભુનું થાય, કાંઇ નવ ચૂકે જો;
જેવાં હશે આપણાં પુણ્ય, તેવાં સુખે જો. ૨
એમ સમજાવી શામ, રાજા ઊઠયા જો;
દીવાળાના જીવાજીવ, રાજા ઊઠયા જો. ૩

### ગરબી ૭૪ મી.

ગયા કૌસલ્યાજી પાસ, રાજા ત્યાંથી જો;
રાણી રીઝયાં અપાર, રાજા ક્યાંથી જો. ૧
બીછાવી સારા પાટ, રાજા બેસાડયા જો;
પછે કાલાંઘે'લાં આપ, સર્વે તેડયાં જો. ૨
મારા જીવના આધાર, કહીએ સાચું જો;
દીવાળીબાઇની માત, રાખે ન કાચું જો. ૩

### ગરબી ૭૫ મી.

સ્વામી થાશું સુખી અપાર, પામું હું પુત્ર જો;
છડી જેવી મારી દેહ, એ સહુ સૂત્ર જો. ૧
મારા કંથ સુણો સુજાણ, કીધી મેથી જો;
આવી એકી તેમાં આજ, કીધી મેથી જો. ૨
મારી સખીઓ હસતી સર્વ, પામશો પુત્ર જો;
દીવાળી કે' સાચી વાત, સર્વે સૂત્ર જો. ૩

### ગરબી ૭૬ મી.

રાજા રીઝી ગયા સભાય, પુણ્ય દાન કીધાં જો;
હરખે મન અપાર, કારજ સીધ્યાં જો. ૧

---

૭૫ છડી–ઉપાધિ વગરની. ગર્ભવતી ન હોય તેને છડી કહે છે.

એવે આવ્યા છેલ્લા દિન, કારજ સીધ્યાં જો;
અવતરશે તુલસીના જીવ, કારજ સીધ્યાં જો. ૨
રાણી ત્રણે ઝઘી અપાર, જેવો સૂરજ જો;
દીવાળીબાઈ પામી સુખ, જોઇ નૂરજ જો. ૩

ગરબી ૭૭ મી.

દિવસે ઉગ્યો સૂર, તેવી રાણી જો;
આવે મળવા જે જે જન, સુખી શાણી જો. ૧
પામે સુખડાં અપાર, જોઇ રાણી જો;
સૂરજ જેવું તેજ, સુખી શાણી જો. ૨
સહુ કો બોલે પામો પુત્ર, જોઇ રાણી જો;
દીવાળી વેંચે વધાઇ, સુખી શાણી જો. ૩

ગરબી ૭૮ મી.

કૌસલ્યાજી માત, તેનું તેજ જો;
છે બંનેથકી અપાર, આવે હેજ જો. ૧
જાય અંધારા માંય, થાયે ઉજાળું જો;
તેના ગુણલા કેઇ પેર, અમો ઉજાળું જો. ૨
રાતે ઉગે છે સૂર, માતને તેજે જો;
દીવાળી પામે સુખ, આવી હેજે જો. ૩

ગરબી ૭૯ મી.

એના ગુણલા કેમ ગવાય, ગર્ભમાં શ્રીહરિ જો;
જેનો કોઇ ન પામે પાર, ગર્ભમાં શ્રીહરિ જો. ૧
બાઇ કૌસલ્યાનાં પુણ્ય ગર્ભમાં શ્રીહરિ જો;
ધન્ય રાજા દશરથ નામ, ગર્ભમાં શ્રીહરિ જો. ૨

---

૭૬ તુલસીના જીવ–તુલસીદાસના પ્રાણાધાર–રામ.
૭૮ હેજ–હેત. ઉજાળું–અજવાળું–પ્રકાશિત કરું.

એ તો પૂરવનેરાં પુણ્ય, ગર્ભમાં શ્રીહરિ જો;
દીવાળીબાઇ પામે સુખ, ગર્ભમાં શ્રીહરિ જો. ૩

ગરબી ૮૦ મી.

ત્રણે રાણી રૂપ રતન, પેટે દેવતા જો;
કરવા આવ્યા સ્તુત્ય, મોટા દેવતા જો. ૧
આવ્યા બ્રહ્મા મોટા દેવ, ગુણલા ગાયછે જો;
ધન્ય ધન્ય ત્રિભોવન રાય, ગુણલા ગાયછે જો. ૨
તમે મોટા દેવના દેવ, ગુણલા ગાયછે જો;
દીવાળી કરતી સેવ, ગુણલા ગાયછે જો. ૩

ગરબી ૮૧ મી.

આ જગતના સહુ જીવ, ગુણલા ગાયછે જો;
મારો ઉગારો બ્રહ્મા શિવ, ગુણલા ગાયછે જો. ૧
તમારૂં પશુ પંખી લે નામ, ગુણલા ગાયછે જો;
તરે ચોરાંશીનો ઘાટ, ગુણલા ગાયછે જો. ૨
દેવને પડિયાં દુઃખ, ગુણલા ગાયછે જો;
દીવાળી કરિયાં સુખ, ગુણલા ગાયછે જો. ૩

ગરબી ૮૨ મી.

રાક્ષસ મદમાતા અપાર, ગુણલા ગાયછે જો;
તેને નિવારો મારા નાથ, ગુણલા ગાયછે જો. ૧
દેવની પાસ કરાવે સેવ, ગુણલા ગાયછે જો;
વાધ્યો મોટો અતિ અહમેવ, ગુણલા ગાયછે જો. ૨
દેવતા રસોઇનું કામ, ગુણલા ગાયછે જો;
દીવાળી વાને પુંજાનું કામ, ગુણલા ગાયછે જો. ૩

---

૮૦ સ્તુત્ય—સ્તુતિ. ૮૧ મારો ઈ૦—તમે મારો એવા તથા ઉગારો એવા છો. બ્રહ્મા અને શિવ તમારા ગુણ ગાય છે.

## ગરબી ૮૩ મી.

નવ ગ્રહ જોતા જોષ, ગુણલા ગાયછે જો;
કુબેરભંડારી કોઠારી કામ, ગુણલા ગાયછે જો. ૧
શિવજી દર્શન દેવા જાય, ગુણલા ગાયછો જો;
અમો બ્રહ્મા કરીએ ગાન, ગુણલા ગાયછે જો. ૨
નારદ મુનિ વીણા વાય, ગુણલા ગાયછે જો;
દીવાળી વિધાજોડે હાથ, ગુણલા ગાયછે જો. ૩

## ગરબી ૮૪ મી.

આઠ વસુ જે દેવના, ગુણલા ગાયછે જો;
તે તો રાક્ષસની કરતા સેવ, ગુણલા ગાયછે જો ૧
એમ તેત્રીશ કોટિ દેવ, ગુણલા ગાયછે જો;
કરતા રાવણની સેવ, ગુણલા ગાયછે જો. ૨
માનવ મારે અપાર, ગુણલા ગાયછે જો;
દીવાળી કરતા તેના આ'ર, ગુણલા ગાયછે જો. ૩

## ગરબી ૮૫ મી.

બ્રાહ્મણનું દેતા બળિદાન, ગુણલા ગાયછે જો,
જોગી સંતને મારે જાણ, ગુણલા ગાયછે જો. ૧
અધર્મનો અવતાર, ગુણલા ગાયછે જો;
છે રાક્ષસ મહા વિક્રાળ, ગુણલા ગાયછે જો. ૨
તેને અવતરી મારો રામ, ગુણલા ગાયછે જો;
દીવાળીબાઈનું થાયે કામ, ગુણલા ગાય છે જો. ૩

## ગરબી ૮૬ મી.

કરે બ્રહ્મા આવી સ્તુત્ય, ગુણલા ગાયછે જો;
હવે અવતરીએ મોટા ભૂપ, ગુણલા ગાયછે જો. ૧

એમ તેત્રિશ કોટિ દેવ, ગુણલા ગાયછે જો;
કરતા હરિની સ્તુત્ય, ગુણલા ગાયછે જો. ૨
ત્યારે થયો ગેબી નાદ, ગુણલા ગાયછે જો;
દીવાળીના જીવે દીધો સાદ, ગુણલા ગાયછે જો. ૩

ગરબી ૮૭ મી.

જાઓ આવ્યા સર્વે દેવ, અમો અવતરૂં જો;
મારૂં રાક્ષસ નામે સર્વ, અમો અવતરૂં જો. ૧
ચૈત્રસુદી નોમને દિન, અમો અવતરૂં જો;
કરૂં ના કરવા જેવાં કામ, અમો અવતરૂં જો. ૨
જેમ થાયે જુગ જુગ નામ, અમો અવતરૂં જો;
દીવાળી ચાર બંધવની જોડ, અમો અવતરૂં જો. ૩

ગરબી ૮૮ મી.

હવે ભાગ્યાં તમારાં દુઃખ, અમો અવતરૂં જો;
તમો ઘણાં ઘણાં પામશો સુખ, અમો અવતરૂં જો. ૧
થાઓ વિદાય સઘળા દેવ, અમો અવતરૂં જો;
થાય સુખના મોટા મેહ, અમો અવતરૂં જો. ૨
એમ ભાખી મુખે ભગવાન, અમો અવતરૂં જો;
દીવાળી થયા અંતરધાન, અમો અવતરૂં જો. ૩

ગરબી ૮૯ મી.

ગયા દેવ સ્વર્ગ મોઝાર, આનંદ પામીઆં જો;
હવે અજોધાની કહું પેર, આનંદ પામીઆં જો. ૧
જાયે માતને છેલ્લા દિન, આનંદ પામીઆં જો;
તેથી લોકને આશ અપાર, આનંદ પામીઆં જો. ૨

---

૮૭ ના કરવા જેવાં—કોઈથી ન થાય એવાં.

થાય રાજાનું ઉદે પુણ્ય, આનંદ પામીઆં જો;
દીવાળી જન્મે જો પુત્ર, આનંદ પામીઆં જો. ૩

ગરબી ૯૦ મી.

એવે આવી ચૈત્રી નોમ, આનંદ પામીઆં જો;
થયું મોટું મળસકું જાણ, આનંદ પામીઆં જો. ૧
સૂતાં ઉઠયાં કૌસલ્યા માત, આનંદ પામીઆં જો;
(ત્યારે) સેજા પાસે દેવ મોરાર, આનંદ પામીઆં જો. ૨
ચાર હાથને રંગે શામ, આનંદ પામીઆં જો;
દીવાળી કરે દર્શનનાં કામ, આનંદ પામીઆં જો. ૩

ગરબી ૯૧ મી.

પેર્યું પીતાંબર મારા નાથ, આનંદ પામિયાં જો;
થયો સૂરજશો ઊજેશ, આનંદ પામિયાં જો. ૧
મુખ મરકલડે રીઝયાં માત, આનંદ પામિયાં જો;
જોઈ ગાંડાં ઘેલાં થાય, આનંદ પામિયાં જો. ૨
બેસાડવાને ખોળે આસન, આનંદ પામિયાં જો;
દીવાળી એવે મન કચવાય, આનંદ પામિયાં જો. ૩

ગરબી ૯૨ મી.

ફેરવ્યો પેટે હાથ, દુઃખડાં મન વશ્યાં જો;
ત્યારે નિરખ્યું ઠાલું પેટ, દુઃખડાં મન વશ્યાં જો. ૧
અરે હું તો કરૂં પ્રભુની સેવ, દુઃખડાં મન વશ્યાં જો;
કે' હું તો કરૂં ગર્ભની ખોળ, દુઃખડાં મન વશ્યાં જો. ૨
એમ ચિંતા કરતાં માત, દુઃખડાં મન વશ્યાં જો;
દીવાળી તે જાણી વાત, દુઃખડાં મન વશ્યાં જો. ૩

ગરબી ૯૩ મી.

મારો નાથજી થયા બાળ, પલંગે પોઢિયા જો;

ઉંઆ ઉંઆ કરી પાડી રાડ, પલંગે પોઢિયા જો. ૧
જોઇ માતા થયાં પ્રસન, પલંગે પોઢિયા જો;
હવે કરૂં હું પ્રભુનાં દર્શન, પલંગે પોઢિયા જો. ૨
ગયાં જોવા પ્રભુની માય, પલંગે પોઢિયા જો;
દીવાળી સૂતા પલંગ માંય, પલંગે પોઢિયા જો. ૩

## ગરબી ૯૪ મી.

છોકરૂં મારે કાખ, ખોળે છોકરૂં જો;
તે તો પામે શું રાખ, ખોળે છોકરૂં જો. ૧
છોકરૂં ઘાલે ખોઈ, ખોળે છોકરૂં જો;
તેને શોધવા મરતાં રોઈ, ખોળે છોકરૂં જો. ૨
તેવાં ભૂલ્યાં પે'લાં માત, ખોળે મારા નાથને જો;
દીવાળી શેને આવે હાથ, ખોળે મારા નાથને જો. ૩

## ગરબી ૯૫ મી.

મનવાળી આવ્યાં માત, પુત્રની પાસે જો;
આ તે ક્યારે પામ્યો જન્મ, મન એમ લાવે જો. ૧
નથી દુખ્યું મારે પેટ, મન એમ લાવે જો;
શાથી અવતર્યો આ તે આમ, મન એમ લાવે જો. ૨
એવે રડતા રાજા રામ, મન એમ લાવે જો;
દીવાળી ભૂલાં પડતાં માત, મન એમ લાવે જો. ૩

## ગરબી ૯૬ મી.

એવે ધાઈ આવી દાઈ, ખબર જોવા જો;
તેણે દીઠો પોઢ્યો પુત્ર, ખબર જોવા જો. ૧
કરે ઉંઆ ઉંઆ મારો નાથ, ખબર જોવા જો;
તેથી કચવાઈ મનમાં દાઇ, ખબર જોવા જો. ૨

માજી કેમ ન તેડી હુંય, ખબર જોવા જો;
દીવાળી ક્યારે પ્રસવિયા પુત્ર, ખબર જોવા જો. ૩

## ગરબી ૯૭ મી.

બાઈ હું નથી જાણતી જન્મ, ક્યારે હુઓ જો;
બાઈ હું તો ઉઠી સજ્જા જોઉં, ક્યારે હુઓ જો. ૧
ત્યારે પેટમાં નહિ પુત્ર, ક્યારે હુઓ જો;
હું તો ખોળવા લાગી બાળ, ક્યારે હુઓ જો. ૨
પામી દાઈ અતિશે સુખ, ક્યારે હુઓ જો;
દીવાળી કરે ઉંઆ ઉંઆ રામ, ક્યારે હુઓ જો. ૩

## ગરબી ૯૮ મી.

એવે દોડી એક દાસ, રાજા પાસે જો;
ખાવા વધામણી ધરી મન, રાજા પાસે જો. ૧
તે તો દોડતાં પડે અચકાઇ, રાજા પાસે જો;
જાયે જેમ તેમ કરી તે બાઇ, રાજા પાસે જો. ૨
બેઠા રાજા ભરી સભાય, રાજા પાસે જો;
દીવાળી ગુણલા જાચક ગાય, રાજા પાસે જો. ૩

## ગરબી ૯૯ મી.

આવી હાંફલી ફાંફલી દાસ, રાજા પાસે જો;
કે'તી મોંએ ચઢીઓ શ્વાસ, રાજા પાસે જો. ૧
મારી માયે જન્યો પુત્ર, રાજા પાસે જો;
આપો વધામણી મારા રાય, રાજા પાસે જો. ૨
સુણી રાજા હરખ્યા અપાર, રાજા પાસે જો;
દીવાળી આપ્યો એકાવળહાર, રાજા પાસે જો. ૩

### ગરબી ૧૦૦ મી.

વળી આપિયું અતિશે ધન, રાજા ત્રૂઠયા જો;
ડાહી દાસી માગો મુખ, રાજા ત્રૂઠયા જો. ૧
જે જે માગો તમે આજ, રાજા ત્રૂઠયા જો;
આપું અમો સહુ નિરધાર, રાજા ત્રૂઠયા જો. ૨
તું ઘડપણ પામ્યો પુત્ર, રાજા ત્રૂઠયા જો;
દીવાળી તે સરખું કશું સુખ, રાજા ત્રૂઠયા જો. ૩

### ગરબી ૧૦૧ મી.

દાસી પામી અતિશે ધન, લાવી વધાઈ જો;
તે તો હરખાતી ગઈ ધામ, કરતી સજાઈ જો. ૧
એવાં અનેક આવ્યાં દાસ, લેઇ વધાઈ જો;
પામી ધન તે રીઝયાં મન, લાવી વધાઈ જો. ૨
દેશ બધે પસરી વાત, ચાલી વધાઈ જો;
દીવાળી કૌસલ્યા પામ્યાં પુત્ર, ચાલી વધાઈ જો. ૩

### ગરબી ૧૦૨ જી.

ગામના શેઠિયા મળ્યા સર્વ, સુણી વધામણી જો;
આવ્યા લેઈ લેઇ તે તો ધન, સુણી વધામણી જો. ૧
સાંભળી ગોપે વાત, સુણી વધામણી જો;
આવ્યા ગાયો લેઇ તેહ, સુણી વધામણી જો. ૨
જાણી બ્રાહ્મણે આનંદ વાત, સુણી વધામણી જો;
દીવાળી લાવ્યા આશિર્વાદ, સુણી વધામણી જો. ૩

### ગરબી ૧૦૩ જી.

સુણી ગામની ગોરીએ વાત, લાવી વધામણી જો;
બેડાં દૂધનાં ભરિયાં માથ, લાવી વધામણી જો. ૧
તે રેડે રાજાને અવાસ, લાવી વધામણી જો;

ગરીબ પાણીનાં બેડાં માથ, લાવી વધામણી જો. ૨
એમ આનંદ આખે ગામ, લાવી વધામણી જો;
દીવાળી આનંદ આનંદ ત્યાંય, લાવી વધામણી જો. ૩

## ગરબી ૧૦૪ મી.

રાજાને આંગણ દૂધના મેહ, લાવી વધામણી જો;
ચાલી નદીઓ પાણી દૂધ, લાવી વધામણી જો. ૧
પામે સાલ્લો કાપડું સર્વ, લાવી વધામણી જો;
રાજાએ ઉઘાડ્યા ભંડાર, લાવી વધામણી જો. ૨
આપે મન ગમતાં તે દાન, લાવી વધામણી જો;
દીવાળી ગામની સર્વે બાઇ, લાવી વધામણી જો. ૩

## ગરબી ૧૦૫ મી.

એવે જાચકે સુણી વાત, આવ્યા ધાઇ રે;
રાજાનાં કરતા વખાણ, આવ્યા ધાઇ રે. ૧
ઘડપણે પામ્યા પુત્ર, આવ્યા ધાઇ રે;
એ ઉદે પામ્યું પુણ્ય, આવ્યા ધાઇ રે. ૨
જાચકની મોટી ભીડ, આવ્યા ધાઈ રે;
દીવાળી માગ ન ત્યાંહી, આવ્યા ધાઇ રે. ૩

## ગરબી ૧૦૬ મી.

રાજા આપે દાન, હરખે મનમાં રે;
માગણ થાયે રાય, હરખે મનમાં રે. ૧
એમ લેતાં લેતાં દાન, હરખે મનમાં રે;
ખૂટ્યા માગણ સર્વે લોક, હરખે મનમાં રે. ૨
પછે રાજાએ સાંતર્યા સર્વ, હરખે મનમાં રે;
દીવાળી નોતર્યા વિપ્ર, હરખે મનમાં રે. ૩

---

૧૦૬ સાંતર્યા—સજ કર્યા—સુખી કર્યા.

### ગરબી ૧૦૭ મીં.

ભોજન મનનાં ભાવતાં, કીધાં રાજા રે;
તેથી બ્રાહ્મણ પામ્યા સુખ, હરખ્યા ઝાઝા રે. ૧
પછે હાથી તેડ્યા હજાર, રાજા મોટા રે;
તેના ઉપર નાખી ગુણ, રાજા મોટા રે. ૨
તેમાં સાકર ભરી અપાર, રાજા મોટા રે;
દીવાળી વેંચવા કાજ, રાજા મોટા રે. ૩

### ગરબી ૧૦૮ મી.

પોશે પોશે સાકર સાથ, વે'ચે પૈસા રે;
માંહી મો'રો અપરંપાર, વે'ચે પૈસા રે. ૧
એમ સાકર વે'ચી અપાર, વે'ચે પૈસા રે;
પામ્યા લોકો સુખ અપાર, વે'ચે પૈસા રે. ૨
વરશ્યા સાકરના વરસાદ, વે'ચે પૈસા રે;
દીવાળી પામી સુખ, વે'ચે પૈસા રે. ૩

### ગરબી ૧૦૯ મી.

એમ વધાઇની સહુ વાત, રાજાએ કીધી રે;
રાણીની જાણી રૂખ, મરજી કીધી રે. ૧
તેડ્યા મોટા ગોર, મુખડું જોવા રે;
ગયા રાણીકેરે અવાસ, મુખડું જોવા રે. ૨
જઇ બેઠા મંદિર માંય, મુખડું જોવા રે;
દીવાળી આનંદ દિન, મુખડું જોવારે. ૩

### ગરબી ૧૧૦ મી.

એવે દાસી લાવી નાથ, મારો મોટો રે;

---

૧૦૯ રૂખ-ઇચ્છા.

દશ વીશ લૂગડે વીંટચો નાથ, મારો મોટો રે. ૧
રખે લાગે કડવો વાય, મારો મોટો રે;
તેથી જાળવતી અતિ નાથ, મારો મોટો રે. ૨
રાજા જોવા જાયે મુખ, મારો મોટો રે;
દીવાળી પામતી સુખ, મારો મોટો રે. ૩

ગરબી ૧૧૧ મી.

રાજા જોવા આવ્યા મુખ, દાસી લાવી રે;
સૂતા રાજા રામ, દાસી લાવી રે. ૧
વીંઝે હાથ ને બંને પાગ, દાસી લાવી રે;
રડે ઊંચા નીચા કરી હોઠ, દાસી લાવી રે. ૨
રાજા કે' તા લેઈ જાવ બાઇ, દાસી લાવી રે;
દીવાળી ગયા અકળાઈ, દાસી લાવી રે. ૩

ગરબી ૧૧૨ મી.

રડે રામને રાજા મુઝાય, દાસી રાખે રે;
રાજા કે' જોઇશું મુખ, દાસી રાખે રે. ૧
લેઇ જાવ હમણા બાઇ, દાસી રાખે રે;
હસે ગોર બેઠા ત્યાંહી, દાસી રાખે રે. ૨
એવે રહી ગયા છાના રામ, દાસી રાખે રે;
દીવાળીનાં થઇ ગયાં કામ, દાસી રાખે રે. ૩

ગરબી ૧૧૩ મી.

રીઝચા રાજા જોઇ મુખ, આનંદ અતિ થયો રે;
જાણે કોટિ ઉગ્યા સૂર, આનંદ અતિ થયો રે. ૧
કશું ચાંદાકેરૂં તેજ, આનંદ અતિ થયો રે;
કોટિ સૂરજ પામે લાજ, આનંદ અતિ થયો રે. ૨
ગોરે કીધા દંડ પ્રણામ, આનંદ અતિ થયો રે;

દીવાળી તેને કીધી સાન, આનંદ અતિ થયો રે. ૩

### ગરબી ૧૧૪ મી.

જોઇ મુખ ને ઉઠયા રાય, આનંદ અતિ થયો રે;
ગયા રાજ મેહેલની માંય, આનંદ અતિ થયો રે. ૧
કીધાં દાન ને પુણ્ય અનેક, આનંદ અતિ થયો રે;
લાવે ભેટયો ગામના લોક, આનંદ અતિ થયો રે. ૨
તેને આપે બમણું ધન, આનંદ અતિ થયો રે;
દીવાળી લોક થાય પરસન, આનંદ અતિ થયો રે. ૩

### ગરબી ૧૧૫ મી.

ઘેર ઘેર ગાયે ગીત, રામા રીઝમાં રે;
ગુણ રામજીના ગાય, રામા રીઝમાં રે. ૧
કોઇ રાતે ગુણલા ગાય, રામા રીઝમાં રે;
કોઈ પ્રભાતે પ્રભાત ગાય, રામા રીઝમાં રે. ૨
એવો આનંદ આનંદ થાય, રામા રીઝમાં રે;
દીવાળી એવે આનંદ થાય, રામા રીઝમાં રે. ૩

### ગરબી ૧૧૬ મી.

રાજાની જીવાજીવ, કેકૈ નારી રે;
તેણે એકાદશીને દિન, કેકૈ નારી રે. ૧
પ્રસવીઓ મોટો પુત્ર, કેકૈ નારી રે;
તેને અવતરતાં કશી પીડ, કેકૈ નારી રે. ૨
તે તો પડી નહિ લગાર, કેકૈ નારી રે;
દીવાળી અવતર્યો પુત્ર, કેકૈ નારી રે. ૩

### ગરબી ૧૧૭ મી.

લઇ વધાઇ ડાહી દાસ, દોડતી આવી રે;

---

૧૧૫ એવે-એવામાં કૈકેયીપુત્રજન્મનો બીજો આનંદ થયો.

રાજા બેઠો રાજ સભાય, દોડતી આવી રે. ૧
રાજા કેકૈએ જન્મ્યો પુત્ર, દોડતી આવી રે;
મહામનોહર છે રૂપ, દોડતી આવી રે. ૨
જેની જુગમાં નથી જોડ, દોડતી આવી રે;
દીવાળી પામી સુખ, દોડતી આવી રે. ૩

ગરબી ૧૧૮ મી.

રાજાએ આપ્યા હાર, દાસી રીઝી રે;
વળી આપ્યાં વસ્ત્ર અપાર, દાસી રીઝી રે. ૧
દાનતણો ન રાખ્યો છેક, દાસી રીઝી રે;
એવો મોટા મનનો એક, દાસી રીઝી રે. ૨
સુણી ગામને મહાજને વાત, દાસી રીઝી રે;
દીવાળી લાવ્યા વધાઇ, દાસી રીઝી રે. ૩

ગરબી ૧૧૯ મી.

જે જે લાવ્યા વધાઇ લોક, તેને દીધાં રે;
રાજાએ ધન ગણી રોક, તેને દીધાં રે. ૧
જમાડ્યા બ્રાહ્મણ સાર, તેને દીધાં રે;
નોતર્યા સંન્યાસી અપાર, તેને દીધાં રે. ૨
લાવી નારી ભરી વારિ, તેને દીધાં રે;
દીવાળી જઇએ વારી, તેને દીધાં રે. ૩

ગરબી ૧૨૦ મી.

પડાવી દેશમાં શાખ, રાજા મોટા રે;
દાનેશરીની વાગી હાક, રાજા મોટા રે. ૧
ધન્ય ધન્ય રાજા દશરથ, રાજા મોટા રે;
એના જેવા કોય ન સમરથ, રાજા મોટા રે. ૨

---

૧૧૮ છેક—છેહ—અંત. ૧૧૯ વારિ—પાણી. વારી—બલિહારી.

માગણ પામ્યા માન, રાજા મોટા રે;
દીવાળીનું થઇ ગયું કામ, રાજા મોટા રે. ૩

ગરબી ૧૨૧ મી.

વે'ચી સાકર અપરંપાર, રાજા મોટા રે;
હાથી ઉપર નાખી ગુણ, રાજા મોટા રે. ૧
માંહિ મો'રો અપરંપાર, રાજા મોટા રે;
એવા કીધા ઘણા ઓછવ, રાજા મોટા રે. ૨
લોકો દેતા આશિરવાદ, રાજા મોટા રે;
દીવાળી પામજો સુખ, રાજા મોટા રે. ૩

ગરબી ૧૨૨ મી.

પછી મુખ જોવાને કાજ, રાજા ચાલ્યા રે;
સાથે ગોર લીધા મહારાજ, રાજા ચાલ્યા રે. ૧
ગયા કેકૈકેરે અવાસ, રાજા ચાલ્યા રે;
તેડી ડાહી સારી દાસ, રાજા ચાલ્યા રે. ૨
બાઈ મુખ જોવાને કાજ, રાજા આવ્યા રે;
દીવાળી ખાય વધાઇ, રાજા આવ્યા રે. ૩

ગરબી ૧૨૩ મી.

વીંટી વસ્ત્રમાં કુમાર, દાસી લાવી રે;
આવ્યા હસતા રમતા બાળ, દાસી લાવી રે. ૧
જોઇ મુખ ને પામ્યા સુખ, દાસી લાવી રે;
ગોરે કરીઆ દંડ પ્રણામ, દાસી લાવી રે. ૨
એ ભગવાનકેરા અંશ, દાસી લાવી રે;
દીવાળી થઇ પરસન, દાસી લાવી રે. ૩

ગરબી ૧૨૪ મી.

એવે રડવા લાગ્યા બાળ, બોલ્યા રાજા રે;

હવે લઇ જાઓ તમે નાર, બોલ્યા રાજા રે. ૧
અમે જોયાં સારાં મુખ, બોલ્યા રાજા રે;
ઘણું ઘણું પામ્યા સુખ, બોલ્યા રાજા રે. ૨
મારા ભાગ્યતણો નહિ પાર, બોલ્યા રાજા રે;
દીવાળી ખુશી થઈ અપાર, બોલ્યા રાજા રે. ૩

ગરબી ૧૨૫ મી.

જોઇ મુખ વળિયા ભૂપ, દશરથ ધામે રે;
મન આનંદ આનંદ થાય, દશરથ ધામે રે. ૧
પ્રગટ્યા બંને રાણી પુત્ર, દશરથ ધામે રે;
હવે એકનું કેવું સૂત્ર, દશરથ ધામે રે. ૨
એવી આશા બાંધી રાય, દશરથ ધામે રે;
દીવાળી બેઠા રાય, દશરથ ધામે રે. ૩

ગરબી ૧૨૬ મી.

ચૈત્ર સુદી ત્રયોદશી દિન, સારો આવ્યો રે;
થયો તેનો પ્રાતઃકાળ, સારો આવ્યો રે. ૧
તે દિવસે સુમિત્રા ધામ, સારો આવ્યો રે;
થાય ઘાલમેલનાં કામ, સારો આવ્યો રે. ૨
દાઇઓ મનમાં મુઝાય, અવસર આવ્યો રે;
દીવાળી મનમાં રળિયાત, અવસર આવ્યો રે. ૩

ગરબી ૧૨૭ મી.

દાઇઓ મનમાં કરતી વિચાર, છે બન્ને પુત્ર રે;
હરિ કૃપા કરે આ વાર, તો ઉતરે સૂત્ર રે. ૧
સુમિત્રા મન નહિ દુઃખ, છે બન્ને પુત્ર રે;
તે તો મન માંહી મગન, સરવે સૂત્ર રે. ૨

---

૧૨૬ ઘાલમેલ–( પ્રસવાવવા સંબંધી ).

પ્રસૂતીની પીડા નહિ, પ્રસવ્યા પુત્ર રે;
દીવાળીને મન આનંદ, પ્રસવ્યા પુત્ર રે. ૩

## ગરબી ૧૨૮ મી.

જન્મ્યા પ્રથમ મહા રૂપવાન, શેષજી મોટા રે;
ગૌર વરણ ને બળવાન, શેષજી મોટા રે. ૧
થયો ઉદેકાર ઉદ્યોત, શેષજી મોટા રે;
વાગ્યાં દેવનાં દુંદુભિ ત્યાંય, શેષજી મોટા રે. ૨
પામી આનંદ નિરખી પુત્ર, શેષજી મોટા રે;
દીવાળી એવે થયું સૂત્ર, શેષજી મોટા રે. ૩

## ગરબી ૧૨૯ મી.

થોડા સમા પછી સમરથ, અવતર્યા મોટા રે;
પડશે શત્રુસૂદન જેનું નામ, અવતર્યા મોટા રે. ૧
તે બીજા પણ લહી પુત્ર, અવતર્યા મોટા રે;
પામ્યાં આનંદ દાસી દાસ, અવતર્યા મોટા રે. ૨
બંને હસે રડે પુત્ર, અવતર્યા મોટા રે;
દીવાળીને થાયે સૂત્ર, અવતર્યા મોટા રે. ૩

## ગરબી ૧૩૦ મી.

બંને પુત્ર મહારૂપ રતન, દાસી દોડી રે;
લેવા વધાઇ મૂકી જતન, દાસી દોડી રે. ૧
જેનું મન છે અતિ મગન, દાસી દોડી રે;
લાગ્યું વધાઇ સાથ લગન, દાસી દોડી રે. ૨
દાઇ દોડતી થાય ભગન, દાસી દોડી રે;
દીવાળી કરે આનંદ જગન, દાસી દોડી રે. ૩

---

૧૨૯ શત્રુસૂદન—શત્રુઘ્ન. ૧૩૦—ભગન થાય-ભાગે—અપડાઈ પડે.

### ગરીબી ૧૩૧ મી.

આવી રાજા મોટા પાસ, દાસી દોડી રે;
તેના મનમાં વિધ વિધ આશ, દાસી દોડી રે. ૧
મન ગમતું માગ્યાની આશ, દાસી દોડી રે;
તે તો બોલી રાજા પાસ, દાસી દોડી રે. ૨
મહારાજ સુણો વધાઇ, દાસી દોડી રે;
દીવાળી રીઝી કહેતી દાઇ, દાસી દોડી રે. ૩

### ગરબી ૧૩૨ મી.

મહારાજ સુમિત્રાએ આજ, જન્મ્યા પુત્ર રે;
બંને રૂપ રૂપના રતન, જન્મ્યા પુત્ર રે. ૧
થયા ચારે આંખે ભૂપ, જન્મ્યા પુત્ર રે;
ઉગ્યા આનંદના સૂર, જન્મ્યા પુત્ર રે. ૨
સુણી રાજાએ સારી વાત, જન્મ્યા પુત્ર રે;
દીવાળી વધાઇ સાથ, જન્મ્યા પુત્ર રે. ૩

### ગરબી ૧૩૩ મી.

મુખ માગી આપી વધાઇ, રાજા મોટા રે;
સોળ શણગારકેરી સાઇ, રાજા મોટા રે. ૧
આપ્યાં ઘરેણાં અપાર, રાજા મોટા રે;
આપતાં ન કર્યો વિચાર, રાજા મોટા રે. ૨
કૌસલ્યા કેકૈકેરી દાસ, રાજા મોટા રે;
દીવાળી આપ્યું તેથી બહુ ધન, રાજા મોટા રે. ૩

### ગરબી ૧૩૪ મી.

એવે ચાલી વાચે વાત, રાજા સુખિયા રે;
સુમિત્રાએ જાણ્યા બે પુત, રાજા સુખિયા રે. ૧

---

૧૩૩ સાઇ-સહી-નક્કી.

ચાલો લઇએ તેની વધાઇ, રાજા સુખિયા રે;
એમ ધારી ચાલ્યાં મકલાઈ, રાજા સુખિયા રે. ૨
ગોળ સાકર ધાણા કોઇ, રાજા સુખિયા રે;
દીવાળી લાવતાં જોઈ, રાજા સુખિયા રે. ૩

ગરબી ૧૩૫ મી.

લેઈ વધાઇ વિધ વિધ દીધ, રાજા મોટા રે;
એકનું બમણું ત્રમણું કરી દીધ, રાજા મોટા રે. ૧
તેથી પામ્યાં સર્વે સુખ, રાજા મોટા રે;
લાવી દૂધનાં બેડાં નાર, રાજા મોટા રે. ૨
તેને સાલ્લો કાપડાં સાર, રાજા મોટા રે;
દીવાળી આપી કીધાં ન્યાલ, રાજા મોટા રે. ૩

ગરબી ૧૩૬ મી.

બમણા હાથી ઉપેર, નાખી સાકર રે;
વે'ચે રાજા અતિ ઘણી મે'ર, નાખી સાકર રે. ૧
માંહી પૈસા મો'રો સાથ, નાખી સાકર રે;
સાકર ભેગું વહેંચે નાથ, નાખી સાકર રે. ૨
સારો દિવસ વે'ચી બાઇ, નાખી સાકર રે;
દીવાળી મનમાં મકલાઇ, નાખી સાકર રે. ૩

ગરબી ૧૩૭ મી.

આવ્યા માગણ જે જે લોક, પામ્યા તે બમણું રે;
સોનાં રૂપાં મોતીડાં રોક, પામ્યા તે બમણું રે. ૧
થયા માગણ મોટા ભૂપ, પામ્યા તે બમણું રે;
ભાગી ભરડાકેરી ભૂખ, પામ્યા તે બમણું રે. ૨
વરત્યો આનંદ ચારે પાસ, પામ્યા તે બમણું રે;

---

૧૩૬ સારો દિવસ—આખો દિવસ.

તે તો વર્ણવે દીવાળી દાસ, પામ્યા તે બમણું રે. ૩

## ગરબી ૧૩૮ મી.

આવ્યા મુખ જોવા ભૂપ જી, આનંદ અતિ ઘણો રે;
જોવા મનમાં મોટી આશ, આનંદ અતિ ઘણો રે. ૧
સાથે તેડયા શાણા ગોર, આનંદ અતિ ઘણો રે;
તે તો આવ્યા રાણીને મે'લ, આનંદ અતિ ઘણો રે. ૨
થઇ રાણીને તેની જાણ, આનંદ અતિ ઘણો રે;
દીવાળી માગે માન, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૩૯ મી.

પથરાવ્યા સારા પાટ, આનંદ અતિ ઘણો રે;
રહ્યાં ઉભાં દાસી દાસ, આનંદ અતિ ઘણો રે. ૧
વિધ વિધના મુખવાસ, આનંદ અતિ ઘણો રે;
તે તો લેઇ ઉભાં દાસી દાસ, આનંદ અતિ ઘણો રે. ૨
આવી રાજા બેઠા પાટ, આનંદ અતિ ઘણો રે;
જઈ રાણીને કહ્યો ઘાટ, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૦ મી.

માજી આવ્યા છે દશરથ રાય, આનંદ અતિ ઘણો રે;
પુત્ર મુખ જોવાની ઇચ્છાય, આનંદ અતિ ઘણો રે. ૧
સુણી માતા મા'રૂપ રતન, આનંદ અતિ ઘણો રે;
તે તો તેડતાં બંને દાસ, આનંદ અતિ ઘણો રે. ૨
એક એકથી અધિક છે રૂપ, આનંદ અતિ ઘણો રે;
દીવાળી લોભ્યા જેથી ભૂપ, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૧ મી.

વસ્રમાં વીંટયા મારા નાથ, આનંદ અતિ ઘણો રે;
જેથી વાય ન ઉનો વાય, આનંદ અતિ ઘણો રે. ૧

આવી દાસી લેઇ પુત્ર, આનંદ અતિ ઘણો રે;
લાગ્યું રાજાને મન સૂત્ર, આનંદ અતિ ઘણો રે. ૨
દેખાડતી દાસી મુખ, આનંદ અતિ ઘણો રે;
તેથી પામી દીવાળી સુખ, આનંદ અતિ ઘણો રે. ૩

ગરબી ૧૪૨ મી.

બન્ને ગોરે વાન અપાર, આનંદ અતિ ઘણો રે;
જેનો પામે ન મોટા સાર, આનંદ અતિ ઘણો રે. ૧
રૂપમાં ચઢે એકથી એક, આનંદ અતિ ઘણો રે;
એક આયુધ ને બીજા શેષ, આનંદ અતિ ઘણો રે. ૨
તેમાં મોટેરો રૂપ રસાળ, આનંદ અતિ ઘણો રે;
દીવાળી અતિ મોટું છે ભાળ, આનંદ અતિ ઘણો રે. ૩

ગરબી ૧૪૩ થી

એવા જોયા બન્ને બાળ, આનંદ અતિ ઘણો રે;
મનમાં થંઇ મગન ભૂપાળ, આનંદ અતિ ઘણો રે. ૧
ચાલ્યા રાજ્ય મેહેલ અવાસ, આનંદ અતિ ઘણો રે;
જઇ બ્રાહ્મણને દીધાં દાન, આનંદ અતિ ઘણો રે. ૨
રાજાને થયા પુત્ર ચાર, આનંદ અતિ ઘણો રે;
દીવાળીબાઇ જાય બલિહારે, આનંદ અતિ ઘણો રે. ૩

ગરબી ૧૪૪ મી.

હવે ઉલટયા ગામના લોક, આનંદ અતિ ઘણો રે;
રૂમાલ સાકર રૂપિયા રોક, આનંદ અતિ ઘણો રે. ૧
પે'રી વિધ વિધના શણગાર, આનંદ અતિ ઘણો રે;
આવે અબળા રાજાને બા'ર, આનંદ અતિ ઘણો રે. ૨
મન પુત્ર રમાડવા હોંસ, આનંદ અતિ ઘણો રે;
દીવાળી સીધતી તેની હોંસ, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૫ મી.

એમ પુત્રો રમાડવા કાજ, આનંદ અતિ ઘણો રે;
આવ્યા પુરના રાજા રંક, આનંદ અતિ ઘણો રે. ૧
નિત્ય નિત્ય નવલા રંગ, આનંદ અતિ ઘણો રે;
વાદ્ય નાચ ગાન મૃદંગ, આનંદ અતિ ઘણો રે. ૨
લાવે જે કો જેવી ભેટ, આનંદ અતિ ઘણો રે;
દીવાળી જઈ શકતાં તે ઠેઠ, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૬ મી.

આપે રાજા બમણું બદલે, આનંદ અતિ ઘણો રે;
વસ્ત્ર જૂનાં કાઢી નવાં બદલે, આનંદ અતિ ઘણો રે. ૧
પુરવાસી થઇ પરસન, આનંદ અતિ ઘણો રે;
નિત્ય નિત્ય કરતા દરશન, આનંદ અતિ ઘણો રે. ૨
કરતા ઓછવ ઘેરે ઘેર, આનંદ અતિ ઘણો રે;
તેની દીવાળી જાણે શું પેર, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૭ મી.

હારે અમરાપુરી અપાર, આનંદ અતિ ઘણો રે;
હારે બ્રહ્માની પુરી સાર, આનંદ અતિ ઘણો રે. ૧
હારે કુબેરના ભંડાર, આનંદ અતિ ઘણો રે;
ત્યાં તો વૈકુંઠના શા ભાર, આનંદ અતિ ઘણો રે. ૨
એવી શોભા અજોધ્યા ગામ, આનંદ અતિ ઘણો રે;
દીવાળી શું કહે તમામ, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૮ મી.

ચાલી પુરમાં ચૌટે વાત, આનંદ અતિ ઘણો રે;
બાઇ ધન્ય ધન્ય રાણા રાય, આનંદ અતિ ઘણો રે. ૧

---

૧૪૫ ઠેઠ—રાજાની હજુરમાં.

તેના ભાગ્યતણો નહિ પાર, આનંદ અતિ ઘણો રે;
પ્રગટ્યા ચાર પુત્ર સારમાં સાર, આનંદ અતિ ઘણો રે. ૨
તેમાં કૌસલ્યાનો પુત્ર, આનંદ અતિ ઘણો રે;
દીવાળી તે તો અતિશે સૂત્ર, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૪૯ મી.

વાધે લોકને મન આનંદ, આનંદ અતિ ઘણો રે;
વાધે ચંદ્ર અજવાળી રાત, આનંદ અતિ ઘણો રે. ૧
તેમ વાધેછે ચારે બાળ, આનંદ અતિ ઘણો રે;
તેથી રીઝે છે અતિ ભૂપ, આનંદ અતિ ઘણો રે. ૨
એવા આનંદમાં દિન જાય, આનંદ અતિ ઘણો રે;
દીવાળી સુખિયાં સર્વે થાય, આનંદ અતિ ઘણો રે. ૩

## ગરબી ૧૫૦ મી.

એવે આવ્યા સારા દિન, રીઝયા દેવતા રે;
કરતા ચાલે સુતની સેવ, રીઝયા દેવતા રે. ૧
ક્યારે મોટા થાયે પુત્ર, રીઝયા દેવતા રે;
એવી ધરતા મનમાં આશ, રીઝયા દેવતા રે. ૨
તેની આશા પૂરે ભગવાન, રીઝયા દેવતા રે;
દીવાળી વળતાં તેનાં વાન, રીઝયા દેવતા રે. ૩

## ગરબી ૧૫૧ મી.

પૂછ્યું ગોરને શુભ લગન, રાજા મોટા રે;
હવે પાડવાં પડશે નામ, રાજા મોટા રે. ૧
પછે આવ્યાં શુભ લગન, રાજા મોટા રે;
તેથી રાજા થયા મગન, રાજા મોટા રે. ૨
દિવસ એકાદશીનો ધન્ય, રાજા મોટા રે;

દીવાળી મનમાં થઇ પરસન, રાજા મોટા રે. ૩

ગરબી ૧૫૨ મી.

આવી ફોઇઓ તો દશ વીશ, દાપાં લેવા રે;
તેને બેસાડી દીધાં માન, દાપાં લેવા રે. ૧
જ્યારે આવ્યું સારૂં મુહૂર્ત, દાપાં લેવા રે;
ત્યારે ઉઠયા ત્યાંથી ગોર, દાપાં લેવા રે. ૨
ગણી અવળા સવળા જોગ, દાપાં લેવા રે;
દીવાળી માણે સુખના ભોગ, દાપાં લેવા રે. ૩

ગરબી ૧૫૩ મી.

કરે માંહો માંહ્ય કલોલ, દાપાં લેવા રે;
હું સાડી નહિ લેઉં સાર, દાપાં લેવા રે. ૧
ઘરચોળાં જોઇશે સાર, દાપાં લેવા રે;
કોઇ ઇચ્છતી એકાવળહાર, દાપાં લેવા રે. ૨
કોઇ ધરતી સારી આશ, દાપાં લેવા રે;
ગાય ગુણલા દીવાળી દાસ, દાપાં લેવા રે. ૩

ગરબી ૧૫૪ મી.

ગોરે ગણિત માંડયું મોટું, ધરવા નામ રે;
મન ભય જે રખે પડે ખોટું, ધરવા નામ રે. ૧
ગણી ગણી આંકડા મૂકે, ધરવા નામ રે;
ગોર ચૂકાવ્યા નવ ચૂકે, ધરવા નામરે. ૨
એવે આવ્યું સારૂં મુ'ર્ત, ધરવા નામ રે;
દીવાળી સમો સાચવીઓ તુર્ત, ધરવા નામ રે. ૩

ગરબી ૧૫૫ મી.

ગોર ગણી ગણિતના ભેદ, નામને પાડયુ રે;
તે સાંભળી મને સર્વ, આનંદ પામ્યું રે. ૧

રાય તમારા મોટા પુત્રનાં નામ, આનંદે સુણજો રે;
જેની ગણના મેં નવ થાય, આનંદે સુણજો રે. ૨
જેના ગુણ શેષજી નવ ગાય, આનંદે સુણજો રે;
દીવાળીની વલે શી થાય, આનંદે સુણજો રે. ૩

ગરબી ૧૫૬ મી.

રામ નામ એક છે મોટું, સુણજો રાજા રે;
જે લીધે દુઃખ જાય ખોટું, સુણજો રાજા રે. ૧
બીજું રઘુનંદન એવું નામ, સુણજો રાજા રે;
ત્રીજું કમળનયન નામ, સુણજો રાજા રે. ૨
ચોથું તુલસીના પ્રિય પ્રાણ, સુણજો રાજા રે;
પાંચમું દીવાળીના નાથ, સુણજો રાજા રે. ૩

ગરબી ૧૫૭ મી.

છઠું નામ રાઘવ એવું હોય, સુણજો રાજા રે;
સાતમું જાનકીજીવન સોય, સુણજો રાજા રે. ૧
આઠમું હનુમંતપ્રાણાધાર, સુણજો રાજા રે;
નવમું કૌસલ્યાઆધાર, સુણજો રાજા રે. ૨
દશમું લક્ષ્મણકેરા પ્રાણ, સુણજો રાજા રે;
અગિયારમું દીવાળી ગુણના જાણ, સુણજો રાજા રે. ૩

ગરબી ૧૫૮ મી.

બારમું બીરદાળા એવું નામ, સુણજો રાજા રે;
તેરમું તારણ નામ કહેવાય, સુણજો રાજા રે. ૧
ચૌદમું રાક્ષસધારણ નામ, સુણજો રાજા રે;

---

૧૫૫ નવ ગાય ઇ૦—ગાઈ ન શકે તો દીવાળી જો ગુણ ગણવા બેસે તો તેનં શી વલે થાય ? અર્થાત્ નજ ગાઈ શકે !

૧૫૬ જાય–અર્થાત્ થાય ( ખોટું નાશ થાય ).

પંદરમું દેવને કરતા સાર, સુણજો રાજા રે. ૨
સોળમું દશરથબાળકિશોર, સુણજો રાજા રે;
સત્તરમું વ્રતધારી નામ, સુણજો રાજા રે. ૩

## ગરબી ૧૫૯ મી.

અરાઢમું વિભીષણના પ્રાણ, સુણજો રાજા રે;
ઓગણીસમું સુગ્રીવજીવાજીવ, સુણજો રાજા રે. ૧
વીસમું સાયરબાંધણ પાજ, સુણજો રાજા રે;
એકવીસમું પિતાપાળ વચન, સુણજો રાજા રે. ૨
બાવીસમું બત્રીશ લક્ષણવાન, સુણજો રાજા રે;
તેવીશમું નામ તો ઘનશ્યામ, સુણજો રાજા રે. ૩

## ગરબી ૧૬૦ મી.

ચોવીસમું નામ છે ચતુરસુજાણ, સુણજો રાજા રે;
એવાં ચોવી અવતારિક નામ, સુણજો રાજા રે. ૧
બીજાં ગુણથી પડશે અનેક, સુણજો રાજા રે;
તેનો નહિ રે કાંઇ છેક, સુણજો રાજા રે. ૨
તારા વડા પુત્રની વાત, સુણજો રાજા રે;
દીવાળી કરૂં કાંઇક વિખ્યાત, સુણજો રાજા રે. ૩

## ગરબી ૧૬૧ મી.

તજશે બાળકપણું રામ, સુણિયે રાયજી રે;
ત્યારે કરશે મોટું કામ, સુણિયે રાયજી રે. ૧
જાશે વિશ્વામિત્રની સાથ, સુણિયે રાયજી રે;
મારશે રાક્ષસી વિક્રાળ, સુણિયે રાયજી રે. ૨
કરશે જગનકેરી સાર, સુણિયે રાયજી રે;

૧૫૯ સાયર—સાગર. ૧૬૦ ચોવી—ચોવીશ. અવતારિક—અવતારને સંબંધે.

દીવાળી ગુણલા કેમ ગણાય, સુણિયે રાયજી રે. ૩

### ગરબી ૧૬૨ મી.

જગન રાખણહારો રામ, સુણિયે રાયજી રે;
તે દિવસથી પડશે જાણ, સુણિયે રાય જી રે. ૧
ત્યાં જાશે મુનિ સાથ, સુણિયે રાયજી રે;
તારશે શિલારૂપે નાર, સુણિયે રાયજી રે. ૨
પછે સરવ નરપતિ માંય, સુણિયે રાયજી રે;
દીવાળી થાશે ગુણવાન, સુણિયે રાયજી રે. ૩

### ગરબી ૧૬૩ મી.

મોટા મોટા મળશે ભૂપ, સુણિયે રાયજી રે;
તેમાં કન્યા વરશે અનુપ, સુણિયે રાયજી રે. ૧
તોડશે ત્ર્યંબક નામે ધનુષ્ય, સુણિયે રાયજી રે;
તેથી ડરશે મોટા મનુષ્ય, સુણિયે રાયજી રે. ૨
ત્યારે ધનુભંજન પડશે નામ, સુણિયે રાયજી રે;
દીવાળી થાશે સીતાકંથ, સુણિયે રાયજી રે. ૩

### ગરબી ૧૬૪ મી.

પછે પરશુરામના પ્રાણ, થાશો નાથજી રે;
ગાશે મુનિ મોટા ગુણ, આવશો સાથજી રે. ૧
આવી કરશે મન પ્રસન્ન, થાશો નાથજી રે;
તેથી રીઝશો તમે રાય, આવશો સાથજી રે. ૨
તેથી આપશો તમે રાજ્ય, થાશો નાથજી રે;
દીવાળીના જીવાજીવ, આવશો સાથજી રે. ૩

### ગરબી ૧૬૫ મી.

એટલી સાંભળી વાત, રીઝ્યા રામજી રે;

---

૧૬૨ શિલારૂપે નાર—શાપિત અહલ્યા.

આગળ નવ કેંશો કંઈ વાત, ખીજ્યા રામજી રે. ૧

કર્યો નેત્રનો પડકારો રામ, રીઝ્યા રામજી રે;
હવે કરશો બંધ તમે વાત, ખીઝ્યા રામજી રે. ૨

સમજ્યા મુનિ મોટા ગોર, રીઝ્યા રામજી રે;
દીવાળી ડાબ્યાં નેન, ખીજ્યા રામજી રે. ૩

### ગરબી ૧૬૬ મી.

આગળ કરિયાં વખાણ, વાતને દાબતા રે;
પછી મારશે મોટા અસુર, છાનું ઢાંકતા રે. ૧

કરશે વાનર સાથે મેળ, ઝીતશે રામજી રે;
મોટા અસુરકેરો રાય, ઝીતશે રામજી રે. ૨

એવા ગુણલા અપરંપાર, કરશે રામજી રે;
દીવાળી આવશે પુરમાંય, રીઝશે રામજી રે. ૩

### ગરબી ૧૬૭ મી.

કરશે અગિયાર હજાર વર્ષ, રાજા રાજજી રે;
થાશે જગમાં મોટું નામ, રાજા રામજી રે. ૧

એવો મોટો તમારો પુત્ર, રાજા રામજી રે;
થાશે મોટેરા બે પુત્ર, રાજા રામજી રે. ૨

જેની જોડી નહિ જુગમાંય, રાજા રામજી રે;
દીવાળી એવો થાશે દેવ, રાજા રામજી રે. ૩

### ગરબી ૧૬૮ મી.

તમારો બીજો પુત્ર જે નામ, સારૂં કાઢશે રે;
પડશે ગુણે ભરતજી નામ, સારૂં કાઢશે રે. ૧

તે તો કરશે તપનાં કામ, સારાં રાયજી રે;
પાળશે મોટા બંધુનાં વેણ, સારાં રાયજી રે. ૨

ધરશે બંધુ પર સારો ભાવ, સુણિયે રાયજી રે;
દીવાળી વધશે જુગ જુગ નામ, સુણિયે રાયજી રે. ૩

### ગરબી ૧૬૯ મી.

તમારો ત્રીજો પુત્ર બળવાન, નામે લક્ષ્મણ થશે રે;
મહાચતુર અને ગુણવાન, નામે લક્ષ્મણ થશે રે. ૧
કરશે બંધુની રૂડી સેવ, નામે લક્ષ્મણ થશે રે;
તન મનથી તજી અહમેવ, નામે લક્ષ્મણ થશે રે. ૨
મહાગુણનું થાશે ધામ, નામે લક્ષ્મણ થશે રે;
મારશે દીવાળી અસુરનાં ધામ, નામે લક્ષ્મણ થશે રે. ૩

### ગરબી ૧૭૦ મી.

કરશે બંધુને મોટી સાર, નામે લક્ષ્મણ થશે રે;
ગવાશે જુગ જુગ સાર, નામે લક્ષ્મણ થશે રે. ૧
રામ લક્ષ્મણ એવો ઉચ્ચાર, નામે લક્ષ્મણ થશે રે;
કરશે સર્વ મળી સંસાર, નામે લક્ષ્મણ થશે રે. ૨
એવો દેવ જેવો તમારો તન, નામે લક્ષ્મણ થશે રે;
દીવાળી ગુણલા તેનાં શા ગાય, નામે લક્ષ્મણ થશે રે. ૩

### ગરબી ૧૭૧ મી.

તે તો પામશે બંને પુત્ર, નામે લક્ષ્મણ થશે રે;
તેનું ચાલશે સારૂં ઘરસૂત્ર, નામે લક્ષ્મણ થશે રે. ૧
મોટા તપસીકેરાં માન, નામે લક્ષ્મણ થશે રે;
મૂકાવશે મહા બળવાન, નામે લક્ષ્મણ થશે રે. ૨
એના જેવો કોઇ ગુણવાન, નામે લક્ષ્મણ થશે રે;
દીવાળી થાશે નહિ બળવાન, નામે લક્ષ્મણ થશે રે. ૩

## ગરબી ૧૭૨ મી.

એના ગુણ મારાથી ન કે'વાય, નામે લક્ષ્મણ થશે રે;
મહાચતુર તપસી જાણ, નામે લક્ષ્મણ થશે રે. ૧
એવા તારા ત્રણે પુત્ર મહાન, નામે લક્ષ્મણ થશે રે;
તેના ગુણ ગાય કોઈ મહાન, નામે લક્ષ્મણ થશે રે. ૨
હવે ચોથો તારો તન, નામે લક્ષ્મણ થશે રે;
તેના ગુણ ગાય દીવાળીદાસ, નામે લક્ષ્મણ થશે રે. ૩

## ગરબી ૧૭૩ મી.

ચોથો પુત્ર ચતુર સુજાણ, રાજા તમતણો રે;
તેનાં કરીએ શું મુખે વખાણ, રાજા તમતણો રે. ૧
તેનું શત્રુસૂદન નામ, રાજા તમતણો રે;
પડશે ગુણથી ગુણના ધામ, રાજા તમતણો રે. ૨
એનાં કરૂં શું મુખે વખાણ, રાજા તમતણો રે;
દીવાળીબાઇના પ્રાણ, રાજા તમતણો રે. ૩

## ગરબી ૧૭૪ મી.

ભાઇ ચારની કરશે સેવ, ચોથો પુત્ર તમતણો રે;
જેના મનમાં નહિ અહમેવ, ચોથો પુત્ર તમતણો રે. ૧
પામશે નાની વયમાં રાજ, ચોથો પુત્ર તમતણો રે;
કરશે રૈયતનાં રૂડાં કાજ, ચોથો પુત્ર તમતણો રે. ૨
પાછું સોંપશે જેનું તેને, ચોથો પુત્ર તમતણો રે;
સારૂં માઠું વસે નહિ એને, ચોથો પુત્ર તમતણો રે. ૩

## ગરબી ૧૭૫ મી.

મારશે દાનવ મોટા મોટા, ચોથો પુત્ર તમતણો રે;
એના જુગમાં નહિ થાય જોટા, ચોથો પુત્ર તમતણો. ૧

આગન્યા પાળશે એહ, ચોથો પુત્ર તમતણો રે;
એના ગુણલાનો નહિ છેહ, ચોથો પુત્ર તમતણો રે. ૨
માનશે ઘરડાનાં વચન, ચોથો પુત્ર તમતણો રે;
દીવાળી કરશે સહુનું જતન, ચોથો પુત્ર તમતણો રે. ૩

## ગરબી ૧૭૬ મી.

એની માડી પામશે સુખ, ચોથો પુત્ર તમતણો રે;
ભાગશે સર્વેતણાં એ દુઃખ, ચોથો પુત્ર તમતણો રે. ૧
એના ગુણલા ગાય કો દેવ, ચોથો પુત્ર તમતણો રે;
બીજાના તો જાય અહમેવ, ચોથો પુત્ર તમતણો રે. ૨
એવા ચાર તમારા પુત્ર, ચોથો પુત્ર તમતણો રે;
દીવાળી તેથી થાશે સૂત્ર, ચોથો પુત્ર તમતણો રે. ૩

## ગરબી ૧૭૭ મી.

સુણી રાજાએ સારી વાત, અતિ આનંદિયા રે;
વેહેંચ્યા માગણને પોશાક, અતિ આનંદિયા રે. ૧
આવી મળી ફોઇઓ જેહ, અતિ આનંદિયા રે;
તેને ફોઇઆરાં આપ્યાં જેહ, અતિ આનંદિયા રે. ૨
તેનું વરણન કેઇ પેર થાય, અતિ આનંદિયા રે;
દીવાળીબાઈ ગુણલા શા ગાય, અતિ આનંદિયા રે. ૩

## ગરબી ૧૭૮ મી.

થયા બાર દિવસના બાળ, અતિ આનંદિયા રે;
ગામમાં જ્યાં ત્યાં થાય વખાણ, અતિ આનંદિયા રે. ૧
રાણીઓના મનની વાત, અતિ આનંદિયા રે;
તે તો મારાથી કેમ કે'વાય, અતિ આનંદિયા રે. ૨
થયો આનંદ ઓછવ અપાર, અતિ આનંદિયા રે;

દીવાળી ગુણલા શું ગાય, અતિ આનંદિયા રે. ૩

## ગરબી ૧૭૯ મી.

એક રામજીનો થયો જન્મ, અતિ આનંદિયા રે;
તેથી સુખડાં પામ્યાં સર્વ, અતિ આનંદિયા રે. ૧

દીવાળીબાઈ કરે શું વખાણ, અતિ આનંદિયા રે;
જ્યાં અવતર્યા પોતે ભગવાન, અતિ આનંદિયા રે. ૨

ગુણ ગાવાની શી હામ, અતિ આનંદિયા રે;
દીવાળીને મુખે ના ચઢે નામ, અતિ આનંદિયા રે. ૩

## ગરબી ૧૮૦ મી.

ગાય ભજન રામજી રામ, સંતો રામના રે;
તેની થાયે કામના કામ, સંતો રામના રે. ૧

ગાઓ રામજી રામજી રામ, સંતો રામના રે;
થાશે સર્વ તમારાં કામ, સંતો રામની રે. ૨

એવો દેવ નથી બીજો રામ, સંતો રામના રે;
દીવાળી કરી દેશે સહુ કામ, સંતો રામના રે. ૩

## ગરબી ૧૮૧ મી.

ભજો ભાયડા રામજી રામ, સંતો રામના રે;
ભજો બૈરાં રામજી રામ, સંતો રામના રે. ૧

ભજો છોકરા રામજી રામ, સંતો રામના રે;
ભજો છોકરીઓ થાશે કામ, સંતો રામના રે. ૨

ભજો પ્રાણીનું ધરો નામ, સંતો રામના રે;
દીવાળી થઇ જાશે કામ, સંતો રામના રે. ૩

---

૧૮૧ ભજો ૪૦–પ્રાણીનું નામ રામકૃષ્ણાદિ ધારણ કરી રામને ભજો.

## ગરબી ૧૮૨ મી.

કહો રામ શ્રીરામજી રામ, સંતો રામના રે;
ઉઠતાં બેસતાં લીજે નામ, સંતો રામના રે. ૧
એવો દેવ નથી કોઇ આદ, સંતો રામના રે;
ગાઓ રામજી રામજી રામ, સંતો રામના રે. ૨
ગાતા રામજી રામજી રામ, સંતો રામના રે;
દીવાળીનું થઈ ગયું કામ, સંતો રામના રે ૩

## ગરબી ૧૮૩ મી.

અવતરી બ્રાહ્મણને ઘેર, સંતો રામના રે;
પામી દુઃખડાં પેરે પેર, સંતો રામના રે. ૧
બાળાપણમાં વિધવાબાઈ, સંતો રામના રે;
ગયાં મુડકા નામે ગવાઈ, સંતો રામના રે. ૨
તેનાં ભાગ્યાં રામજીએ દુઃખ, સંતો રામના રે;
દીવાળી પામીં અતિશે સુખ, સંતો રામના રે. ૩

## ગરબી ૧૮૪ મી.

એમ વિધવાને કીધી સા'ય, સંતો રામના રે;
તેવી બીજાની કરશે સા'ય, સંતો રામના રે. ૧
ગાજી ગાજી કો' રામજી નામ, સંતો રામના રે;
તો તો થઈ જાશે તમારૂં કામ, સંતો રામના રે. ૨
દુઃખભાંજણ એનું નામ, સંતો રામના રે;
દીવાળી કરી દેશે કામ, સંતો રામના રે. ૩

## ગરબી ૧૮૫ મી.

એ તો નહિ જુએ નીચ ને ઉંચ, સંતો રામના રે;
એને સરખા છે નીચ ને ઉંચ, સંતો રામના રે. ૧

જેણે તાર્યા વાનર નામ, સંતો રામના રે;
એવું ક્યિે અવતારે કર્યું કામ, સંતો રામના રે. ૨
નઠારૂં તે તો વાનર કહેવાય, સંતો રામના રે;
દીવાળી તે તો હરિના પ્રાણ, સંતો રામના રે. ૩

ગરબી ૧૮૬ મી.

જો તાર્યા વાનર નામ, સંતો રામના રે;
તો માણસનું કરશે કામ, સંતો રામના રે. ૧
એને જોઇએ નીતિવાન, સંતો રામના રે;
નહિ ચાલે બીજી કંઇ સાન, સંતો રામના રે. ૨
ભલે ભજો રામજી નામ, સંતો રામના રે;
ભલે ના ભજો રામજી નામ, સંતો રામના રે. ૩

ગરબી ૧૮૭ મી.

એ તો જોશે એકજ નીત, સંતો રામના રે;
બીજી જોશે સારી રીત, સંતો રામના રે. ૧
ત્રીજી જોશે મનની ગાંઠ, સંતો રામના રે;
તારી દેશે લાંઠમાં લાંઠ, સંતો રામના રે. ૨
એ તો બીજી ચતુરાઈ ચાલ, સંતો રામના રે;
દીવાળી ન જુએ દશરથબાળ, સંતો રામના રે. ૩

ગરબી ૧૮૮ મી.

એને જોઇએ નહિ ગામ કે ધામ, સંતો રામના રે;
એને જોઇએ નહિ નાત કે જાત, સંતો રામના રે. ૧
એને જોઇએ નહિ ફૂલ કે પાન, સંતો રામના રે;

---

૧૮૬ ભજો ઇ૦—ભજો કે ના ભજો, પણ નીતિ રાખજો, એ ભાવ.
૧૮૭ ગાંઠ—દૃઢતા.

એને જોઇએ નહિ દખ્ખણા દાન, સંતો રામના રે. ૨
એને જોઇએ એક ભજન, સંતો રામના રે;
દીવાળી થઇ તેથી પરસન, સંતો રામના રે. ૩

ગરબી ૧૮૯ મી.

જો મુક્તિ માગો કોઇ, સંતો રામના રે;
તો તો ભજો રામજી જોઇ, સંતો રામના રે. ૧
એની મુક્તિ મોટી દાસી, સંતો રામના રે;
તે તો ટાળશે સહુની ઉદાસી, સંતો રામના રે. ૨
એના સેવક કોટિ હજાર, સંતો રામના રે;
દીવાળી ઉતારશે તે પાર, સંતો રામના રે. ૩

ગરબી ૧૯૦ મી.

તાર્યા એણે તુલસીદાસ, સંતો રામના રે;
હતા અભિમાની અપાર, સંતો રામના રે. ૧
તે તો ટાળ્યાં પોતે અભિમાન, સંતો રામના રે;
એવા રામજી છે સમાન, સંતો રામના રે. ૨
એમના ગુણ કેમે ન ગવાય, સંતો રામના રે;
તેમાં દીવાળીથી શું કે'વાય, સંતો રામના રે. ૩

ગરબી ૧૯૧ મી.

જીવતરમાં એકજ વાર, સંતો રામના રે;
કહે રામજી એકજ વાર, સંતો રામના રે. ૧
તેના પણ ટળે સર્વ રોગ, સંતો રામના રે;
થાય રામજી શો આરોગ્ય, સંતો રામના રે. ૨
એના નામ ઉપર બલિહાર, સંતો રામના રે;
દીવાળીબાઇ ઉતરી પાર, સંતો રામના રે. ૩

## ગરબી ૧૯૨ મી.

ગાવાં રામજી સીતા માત, સંતો રામના રે;
ગાવા લક્ષ્મણ ને હનુમાન, સંતો રામના રે. ૧
એમ ગાયે ચારે નામ, સંતો રામના રે;
તે તો ઉતરે ભવની પાર, સંતો રામના રે. ૨
એ તો દેવનો મોટો દેવ, સંતો રામના રે;
દીવાળીબાઈ કરતી સેવ, સંતો રામના રે. ૩

## ગરબી ૧૯૩ મી.

ગાઓ રામ ને લક્ષ્મણ નામ, સંતો રામના રે;
ગાઓ જાનકી ને હનમાન, સંતો રામના રે. ૧
બોલો હનમાનજીકી જેય, સંતો રામના રે;
એ તો મન માન્યું સર્વ દેય, સંતો રામના રે. ૨
રામ લક્ષ્મણ ને હનમાન, સંતો રામના રે;
દીવાળી ગાય જાનકી માત, સંતો રામના રે. ૩

## ગરબી ૧૯૪ મી.

રામ લક્ષ્મણ જાનકી તમે, બોલો જે હનમાન રે;
રામ રામજી રામજી તમે, બોલો જે હનમાન રે. ૧
મોટા દેવ છો રામજી તમે, બોલો જે હનમાન રે;
એ તો કરી દે સહુ કામ તમે, બોલો જે હનમાન રે. ૨
માંહિ લક્ષ્મણકેરૂં નામ તમે, બોલો જે હનમાન રે;
દીવાળીબાઈ ઉતરી પાર તમે, બોલો જે હનમાન રે. ૩

## ગરબી ૧૯૫ મી.

દીવાળી કરી રામ ભજન, વસિયાં સુખે રે;
મૂળે ડભોઇ નામે ગામ, વસિયાં સુખે રે. ૧

ત્યાંથી ગોલવા માંહિ મુકામ, વસિયાં સુખે રે;
ત્યાંથી વડોદરે અધવારૂં, વસિયાં સુખે રે. ૨
મંદિર રામજીનું બાંધ્યું સારૂં, વસિયાં સુખે રે;
રાત દહાડો રામજી રામ, વસિયાં સુખે રે. ૩

ગરબી ૧૯૬ મી.

વડોદરે રામજીનું મંદિર, વસિયાં સુખે રે;
કરતાં અજોધા જઈ દરસન, વસિયાં સુખે રે. ૧
થાતા રામજી પરસન, વસિયાં સુખે રે;
એમ પૂરો કરીશું અવતાર, વસિયાં સુખે રે. ૨
ગાઇશું રામજી રામજી રામ, વસિયાં સુખે રે;
દીવાળી થઇ જાશે અમારૂં કામ, વસિયાં સુખે રે. ૩

ગરબી ૧૯૭ મી.

સરવે ગાજો રામજી રામ, જન્મ થયો પૂરણ રે;
ભજજો સરવે રામજી રામ, જન્મ થયો પૂરણ રે. ૧
નવ ભણિયાં ગણિયાં લેશ, જન્મ થયો પૂરણ રે;
એ તો રામજીકેરી શેષ, જન્મ થયો પૂરણ રે. ૨
કોણ ગાય રામજીનો જન્મ, જન્મ થયો પૂરણ રે;
હારે મોટા મોટા મહંત, જન્મ થયો પૂરણ રે. ૩

ગરબી ૧૯૮ મી.

અમારે ગાવા રામજી ગુણ, જન્મ થયો પૂરણ રે;
તેમાં પડે ન ખોટ કે ભૂલ, જન્મ થયો પૂરણ રે. ૧
રામનામ સે'લું સટ, જન્મ થયો પૂરણ રે;
ચઢી જાયે મુખે કટ, જન્મ થયો પૂરણ રે. ૨
તેના નામનો જપીએ જાપ, જન્મ થયો પૂરણ રે,
દીવાળી શેનો હોય સંતાપ, જન્મ થયો પૂરણ રે. ૩

---

૧૯૭ શેષ—ઉચ્છિષ્ટ પ્રસાદી.

## ગરબી ૧૯૯ મી.

ભજો રામ રામ રામ, રામજી રામ રે;
સારે માઠે આવે કામ, રામજી રામ રે. ૧
સૂતાં કે'જો રામ, રામજી રામ રે;
તમે બેસતાં કે'જો રામ, રામજી રામ રે. ૨
તમે ઉઠતાં કે'જો રામ, રામજી રામ રે;
તમારૂં દીવાળી થાશે કામ, રામજી રામ રે. ૩

## ગરબી ૨૦૦ મી.

ધન્ય ધન્ય રામની સેવ, રામજી એક રે;
જેણે રાખ્યો જાનકી ટેક, રામજી એક રે. ૧
જેણે પાળ્યાં લક્ષ્મણ લાડ, રામજી એક રે;
જેણે હનુમાન કીધા દાસ, રામજી એક રે. ૨
જેણે તુલસી તાર્યા સંસાર, રામજી એક રે;
જેણે દીવાળીને કીધી સાર, રામજી એક રે. ૩

## ગરબી ૨૦૧ મી.

રામ સંતોને નામી શીશ, રામજી કહીએ રે;
અમો બાઈ શું ગાઇએ જન્મ, રામજી કહીએ રે. ૧
અમારી જેલો રામજી રામ, રામજી કહીએ રે;
આ તો ગાઇએ અમો ગીત, રામજી કહીએ રે. ૨
ગાઇ રામજી પામીએ સુખ, રામજી કહીએ રે;
મટે ભવોભવનાં દુઃખ, રામજી કહીએ રે. ૩
આ જનમ પામ્યાં સુખ, રામજી કહીએ રે;
થઇ વિધવા પામ્યાં ભજન, રામજી કહીએ રે. ૪
એવાં વિધવા જુગો જુગ, રામજી રહીએ રે;
દીવાળી કરીએ તમારૂં ભજન, રામજી કહીએ રે. ૫

---

૨૦૧ જેલો—જય શબ્દ ગ્રહણ કરો.

# रामबाळलीला.

ગરબી ૧ લી.

નમું રામજી રૂપ રતન, નમું ગુરૂ દેવ જી રે;
નમું તુલસીદાસ મહંત, કરૂં સારી સેવ જી રે. ૧
કરૂં કાલાવાલાનું કામ, ગુણ ગાવા રામ જી રે;
તેથી સરાડે ચઢશે કામ, ગુણ ગાવા રામ જી રે. ૨
નમું પિતા માતા સર્વ, ધારી બઈ બાપડી જી રે;
દીવાળી દાદાગુરૂપ્રતાપ, પે'રી જ્ઞાન કાપડી જી રે. ૩

ગરબી ૨ જી.

બાયડી બુદ્ધિ વગરનો બનાવ, ગુણલા કશા ગાય જી રે;
નહિ ભજનનો અધિકાર, ગુણલા કશા ગાય જી રે. ૧
કરે રામજી રામજી રામ, ગુણલા કશા ગાય જી રે;
તેવાં ભજન કરિયાં નામ, ગુણલા કશા ગાય જી રે. ૨
વળી મનમાં ધારી બુદ્ધ, ગુણલા કશા ગાય જી રે;
ભૂલે ભાયડા મોટા મોટા, ગુણલા કશા ગાય જી રે. ૩

ગરબી ૩ જી.

ગાયો જનમ રૂડી પેર, રામાયણ સાંભળી જી રે;
કરી દાદાગુરૂએ મે'ર, તેથી સેવા બની જી રે. ૧
ધન્ય ધન્ય મોટા દેવ, ગુણલા શા ગાઈએ જી રે;
કરીએ સંસારમાં સેવ, ગુણલા શા ગાઈએ જી રે. ૨
રાજા રામને થયા છો માસ, ગુણલા શા ગાઈએ જી રે;

---

૧ સરાડે ચઢશે—પૂરૂં થશે. દાદાગુરૂ—તુલસીદાસ ( રામાયણકાર ).

દીવાળીબાઇની પો'તી આશ, ગુણલા શા ગાઇએ જી રે. ૩

## ગરબી ૪ થી.

ઘડીમાં હસતા રમતા રામ, કીકિયારીઓ કરે જી રે;
ઘડીમાં રડતા કોળેકોળ, હઉથી ઝાઝા ડરે જી રે. ૧
ઘડીમાં પકડવા દોડે ધાઇ, હઉને ભાગવા જી રે;
ઘડીમાં ધાવવા માગે ધામ, લાગે પગ ફૂટવા જી રે. ૨
ઘડીમાં ઉંઘે ઘટી બે ચાર, બૂમ પાડી ઉઠે જી રે;
દીવાળી રૂડતા ઘડીમાં રામ, બૂમ પાડી ઉઠે જી રે. ૩

## ગરબી ૫ મી.

એમ વિત્યા ચારે માસ, થયા દશ માસના જી રે;
રમે ચારે બંધુની જોડ, સરખી હળીમળી જી રે. ૧
બે ગોરા ને બે શામ, છે રૂપના મણિ જી રે;
ઢીચણિયાં ઢાળતાં રામ, શીખ્યા સહુ પ્રે'લા જી રે. ૨
ઘડીમાં બેઠા હોયે મા પાસ, ઘડીમાં ઘે'લા જી રે;
દીવાળી ઘડીમાં ઘરની બાર, નાસે મેલા ઘે'લા જી રે. ૩

## ગરબી ૬ ઠી.

દોડે પાછળ દડબડ દાઈ, માતા દોડે દડબડી જી રે;
ગયા રામજી કંઈના કંઇ, માતા દોડે દડબડી જી રે. ૧
જુએ તો ચૌદ ભુવનનો નાથ, માતા દોડે દડબડી જી રે;
રામજી રડતા હોય અપાર, માતા દોડે દડબડી જી રે. ૨
રામ રામ ભાઇ રામ, માતા દોડે દડબડી જી રે;
ગુણલા ગાઉં દીવાળી એમ, માતા દોડે દડબડી જી રે. ૨

## ગરબી ૭ મી.

રડે રામજી મારા જીવ, છાના નવ રહે જી રે;

વગાડે સાંકળ મારી માત, છાના નવ રહે જી રે. ૧
ચઢે માતાને ઝાઝી રીસ, છાના નવ રહે જી રે;
પછાડે પ્રભુજીને ભોં સાથ, છાના નવ રહે જી રે. ૨
ત્યારે ડાહી વારે દાસ, છાના નવ રહે જી રે;
રડે અમણા દીવાળી રામ, છાના નવ રહે જી રે. ૩

ગરબી ૮ મી.

રાખે તેને રિઝાવી માત, હસે કીલકારીએ જી રે;
વળી રડે પકડવા હાઉ, હસે કીલકારીએ જી રે. ૧
આવે હાથમાં જે જે વસ્ત, ફાડે ઢોળે જી રે;
ઊંનું પાણી આવ્યું હાથ, રેડ્યું ખોળે જી રે. ૨
દાઝયા મારો દેવ મોરાર, પાડી ચીસો જી રે;
દીવાળીની દોડી માત, સુણી ચીસો જી રે. ૩

ગરબી ૯ મી.

કોળેકોળ લઇ મારો નાથ, રડતા રહે નહિ જી રે;
જે સર્વેકેરા નાથ, રડતા રહે નહિ જી રે. ૧
ખીજ્યાં માતા દાસી દાસ, રડતા રહે નહિ જી રે;
એવે દોડ્યા મારા નાથ, ઢોળ્યાં દૂધડાં જી રે. ૨
ભૂલી ગયાં મારાં માત, લેવાં ઉધડાં જી રે;
દીવાળી થયા મોટા રામ, વરસના બાપ જી રે. ૩

ગરબી ૧૦ મી.

આવી વરસગાંઠ મા'રાજ, આનંદ અતિ થયો જી રે;
રાજાએ આપ્યાં માગણ દાન, આનંદ અતિ થયો જી રે. ૧
આંગણ દૂધે વુઠ્યા મેહ, આનંદ અતિ થયો જી રે;
જમાડ્યા બ્રાહ્મણ મોદક જેહ, આનંદ અતિ થયો જી રે. ૨
આખા ગામને નોતરાં દઇ, આનંદ અતિ થયો જી રે;
દીવાળી રામ રામ મુખ કેઇ, આનંદ અતિ થયો જી રે. ૩

## ગરબી ૧૧ મી.

એમ ચારે પુત્રનાં ચરિત્ર, ચારેની ગાંઠડી જી રે;
વિતી આનંદ આનંદ માંહિ, વરસની ગાંઠડી જી રે. ૧
મારો નાથજી ચાલવાની ચાલ, કરવા લાગતા જી રે;
પડતા રડતા મારો નાથ, રડવા લાગતા જી રે. ૨
માતા ઉઠવા દેતાં નહિ, રડવા લાગતા જી રે;
દીવાળી ચારે ભાઈની જોડ, રામજી ભાગતા જી રે. ૩

## ગરબી ૧૨ મી.

મારા શત્રુસૂદન ભગવાન, ઊંધા પડી રડે જી રે;
તેને ખેંચતા મારા રામ, ઊંધા પડી રડે જી રે. ૧
તેની દાઇ કરતી દાઝ, વા'લો તારી માતને જી રે;
ત્યારે લોટી પડતા રાજ, દીન બની દાસડી જી રે. ૨
એમ ચારે વે'લાં પે'લી, શીખ્યા હીંડથા જી રે;
દીવાળી મનમાં મકલાઈ, શીખ્યા હીંડવા જી રે. ૩

## ગરબી ૧૩ મી.

આવ્યા રાજા રમાડવા કાજ, ચારે પૂતને રે;
લીધા રામજીને ખોળા માંય, મૂકયા ત્રણે પૂતને રે. ૧
તે તો આવી વળગ્યા અપાર, રાયજીના મુખને રે.
અમને લીજે લીજે રાય, રડતા કોળેકોળથી રે. ૨
આવી દોડી દોડી માત, કેમ રડે બાળકા જી રે;
જુએ તો બાઝયા બાપને બાળ, દીવાળી બહુ ખુશી જી રે. ૩

## ગરબી ૧૪ મી.

હસે તાળી લઇ ત્રણે નાર, વળી ને વળી રે;

એવે બચકું લીધું રામ, રાય મૂકાવે વળી રે. ૧
એવે એક તો મારે લાત, એક મારે કુણિયો જી રે;
એક મુતરિયા મહારાજ, રાય એવો સુખિયો જી રે. ૨
હસે ત્રણે નારી અપાર, રાજા મન હસે જી રે;
દીવાળી બેસાડે આસપાસ, મૂકે ન રામ જી રે. ૩

ગરબી ૧૫ મી.

જવું રાજાને દરબાર, છોકરાં છોડે નહિ રે;
જાય બાપા તો રડે અપાર, છોકરાં છોડે નહિ રે. ૧
દોડે દડબડ લીએ પૂઠ, છોકરાં છોડે નહિ રે;
માતા લેતી નથી કોઇ પૂત, છોકરાં છોડે નહિ રે. ૨
આવ્યું બોલાવા બે ચાર વાર, છોકરાં છોડે નહિ રે
દીવાળી પ્રભુ રડતા અપાર, છોકરાં છોડે નહિ રે. ૩

ગરબી ૧૬ મી.

જઈ લેતાં કૌસલ્યા માત, રડી રોળાં કરે રે;
જઇ લેતાં કેકૈ માત, રડી રોળાં કરે રે. ૧
જઇ લેતાં સુમિત્રા માત, રડી રોળાં કરે રે;
જઇ લેતી રાખ્યાણુ ધાવ્ય, રડી રોળાં કરે રે. ૨
એકે વાતે ન રીઝે ચાર, રડી રોળાં કરે રે;
દીવાળી છાના રાખે બાળ, રડી રોળાં કરે રે. ૩

ગરબી ૧૭ મી.

દીવાળી સમજે નહિ કોઇ સાન, લેતાં નવ આવતા રે;
ભૂપ જાવાને ખંચાય, લેતાં નવ આવતા રે. ૧
એવે સમજ્યાં કૌસલ્યા માત, આંગલાં આણિયાં રે;
પે'રાવી કહ્યું લઈ જાવ રાય, વીસર્યા ટોપિયો જી રે. ૨

લાવી દડબડ દોડી ધાવ્ય, ટોપિયો પેહેરિયા જી રે;
ચાલ્યા રાજસભામાં રાય, લીધી બ'ને જોડિયા જી રે. ૩

ગરબી ૧૮ મી.

જઈ બેઠા સિંહાસન ભૂપ, ચારે બેસાડિયા જી રે;
જોઇ સભા હરખ ન માય, ચારે બેસાડિયા જી રે. ૧
એવે રડવા લાગ્યા રામ, છાના રહે નહિ રે;
ઘણું ઘણું રીઝવે પ્રધાન, છાના રહે નહિ રે. ૨
ઉઠયા ગોર ઘરડા સાક્ષાત, છાના રહે નહિ રે;
દીવાળી ગુરૂમંત્ર મૂકયો કાન, છાના રહે સહિ રે. ૩

ગરબી ૧૯ મી.

રીઝયા સભાના જન, ગોર લેણું આપને રે;
બોલો શું કહી રાખ્યા રામ, રામે કાઢી આંખડી રે. ૧
ગોર કે' રમવા તેડું સાથ, એવું કહે રીઝિયા રે;
માને નહિ કોઇ તેની વાત, રામજી મંનાવતા રે. ૨
રડવા લાગ્યા વળી અપાર, રાય કે' ગોર રાખિયે રે;
દીવાળી રહ્યા છાના નવ રામ, દાસીએ રાખિયા રે. ૩

ગરબી ૨૦ મી.

એમ રહી ગયા છાના રામ, લાગ્યા દોડવા રે;
એકે ઢોળ્યો ખડિયો ધામ, લાગ્યા દોડવા રે. ૧
એકે લેખણ ભાગી તમામ, લાગ્યા દોડવા રે;
વાગી ફાચર ને થયું કામ, લાગ્યા દોડવા રે. ૨
એકે ફાડયા કાગળ ગોર, લાગ્યા ઝાલવા રે;
એક બાંધણ લઇ કરે સોર, લાગ્યા ઝાલવા રે. ૩

ગરબી ૨૧ મી.

રાયે મોકલીઆ ભુવન, રડતા અતિ અતિ રે;

નવ છાના રહેતા રામ, રડતા અતિ અતિ રે. ૧

ગયા માતાકેરી પાસ, રડતા અતિ અતિ રે;

રાખે છાના માજી રામ, રડતા અતિ અતિ રે. ૨

રહે નવ છાના રામ, રડતા અતિ અતિ રે;

દીવાળી વારતાં આમ, રડતા અતિ અતિ રે. ૩

## ગરબી ૨૨ મી.

ભાઈ કરીશું હત કાલે રાય, તમો પાસે નવ જશો રે;

મારા બાપલીઆ રડાવાણ કોણ, તમો પાસે નવ જશો રે. ૧

વગાડે સાંકળ બજાવે તાળ, તમો પાસે નવ જશો રે;

તે તો માને ન નાના બાળ, તમો પાસે નવ જશો રે. ૨

થયું રાયજીને તે જાણ, તમો પાસે નવ જશો રે;

દીવાળી ધાઈ આવ્યા જાણ, તમો પાસે નવ જશો રે. ૩

## ગરબી ૨૩ મી.

લીધા રાયે ચારે પુત્ર, કરતા આંગળી રે;

જાણે જાવું સભા મોઝાર, કરતા આંગળી રે. ૧

ઘણું ભૂલાવતા ભૂપાળ, કરતા આંગળી રે;

નવ ભૂલે રામજી ભૂપ, કરતા આંગળી રે. ૨

કદી ભૂલી જાયે ત્રણે ભાઇ, કરતા આંગળી રે;

દીવાળી નવ ભૂલે રામ, કરતા આંગળી રે. ૩

## ગરબી ૨૪ મી.

જ્યારે નવ રહ્યા છાના કોઇ, તેડચા દરબારમાં રે;

ઘણું રીઝયા ત્યારે પૂત, ગયા દરબારમાં રે. ૧

બેશી રહ્યા ધાવ્યની પાસ, છાના રહી કરી રે;

---

૨૨ હત ૬૦—કાલે રાજાને હત-મારવું ત કરીશું-હત કહીશું.

ભાખ્યા ગોર મોટા ભાણ, ગમે દરબારમાં રે. ૨
એ તો તમારા કૂળની રીત, ગમે દરબારમાં રે;
દીવાળી રાયના જો પૂત, ગમે દરબારમાં રે. ૩

## ગરબી ૨૫ મી.

દરબારમાં રમિયા રામ, રોવા લાગ્યા જી રે;
જાઉં ઘેર કહેતા શામ, રોવા લાગ્યા જી રે. ૧
ત્યાં લેઇ ચાલી દાસી, રોવા લાગ્યા જી રે;
લેઈ ગઈ મનની પૂરી આશ, રોવા લાગ્યા જી રે. ૨
એમ કરતા વિધ વિધ રંગ, રોવા લાગ્યા જી રે;
દીવાળી હસતા રમતા રંગ, રોવા લાગ્યા જી રે. ૩

## ગરબી ૨૬ મી.

કોઈ દિવસ મળીને ચાર, દડબડ દોડી જી રે;
જાય એકલા આપ દરબાર, દડબડ દોડી જી રે. ૧
જોઈ વાટે જાતા લોકો, દડબડ દોડી જી રે;
કરે મનમાં અતિશે વિચાર, દડબડ દોડી જી રે. ૨
દોડે પાછળ રાખણહાર, દડબડ દોડી જી રે;
દીવાળી થાતો તે દુઃખી અપાર, દડબડ દોડી જી રે. ૩

## ગરબી ૨૭ મી.

કે'તો રાખણહારો રોજ, ટળશે રોટલા જી રે;
નથી સચવાતા ચારે રોજ, ટળશે રોટલા જી રે. ૧
મારી ચૂકાવી નજર રોજ, ટળશે રોટલા જી રે;
જાયે ચારે પુત્ર રોજ, ટળશે રોટલા જી રે. ૨
એને ટ્હીએ શું અમે રોજ, ટળશે રોટલા જી રે;
દીવાળી એવું કરતા રોજ, ટળશે રોટલા જી રે. ૩

## ગરબી ૨૮ મી.

થયા પાંચ વર્ષના બાળ, લાગ્યા ખેલવા જી રે;
કરે ઉધ્ધમાતકેરાં કામ, લાગ્યા ખેલવા જી રે. ૧
ધરે છોકરાંકેરા કાન, લાગ્યા ખેલવા જી રે;
તેના ચૂકાવે ન્યા' ભગવાન, લાગ્યા ખેલવા જી રે. ૨
એમ કરે ઘણો ઉધ્ધમાત, લાગ્યા ખેલવા જી રે;
દીવાળી ગભરાયાં તેથી માત, લાગ્યા ખેલવા જી રે. ૩

## ગરબી ૨૯ મી.

વધ્યાં રાયની પાસે વચન, મૂકો નિશાળમાં રે;
કરે ચારે ઘણો ઉધ્ધમાત, મૂકો નિશાળમાં રે. ૧
રાયે બોલાવ્યા ચારે બાળ, મૂકો નિશાળમાં રે;
તમે જાજો ભણવા કાલ, મૂકો નિશાળમાં રે. ૨
રામ બોલ્યા નાં ના નહિ, મૂકો નિશાળમાં રે;
દીવાળી રમવાનું જાશે સહી, મૂકો નિશાળમાં રે. ૩

## ગરબી ૩૦ મી.

એમ બોલી રાજા રામ, ગયા માતાની કને રે;
મા જોની મૂકે નિશાળ, બાપા તો મને રે. ૧
અમે નહિ રમવા જઇએ માય, કહી બોલે તોતળું રે;
લાગે સારૂં તેહ અપાર, રાય કે' અમો મોકલું રે. ૨
ત્યારે જઇ પડ્યા ખોળામાં રામ, અમો નહિ જઉં રે;
દીવાળી સમજાવ્યા રાયે આમ, તારે રાજા થવું રે. ૩

## ગરબી ૩૧ મી.

તમો જાઓ જો નિશાળ, આપું ઘોડલા રે;
ચારે બંધવ બેસજો જોડ, આપું ઘોડલા રે. ૧

સાથે આવું અમો નિશાળ, આપું ઘોડલા રે;
તારા રમનારાને લઉં સાથ, આપું ઘોડલા રે. ૨
સુણી એવી જ્યારે વાત, આપું ઘોડલા રે;
દીવાળી થયા જાવા તૈયાર, આપું ઘોડલા રે. ૩

## ગરબી ૩૨ મી.

સારૂં મહુરત જોઇ ભૂપાળ, ભણવા મોકલ્યા રે;
ગયા વસિષ્ઠ ગોરને ત્યાંય, ભણવા મોકલ્યા રે. ૧
ત્યાં કરે ઘણો ઉધ્યમાત, ભણવા મોકલ્યા રે;
તેને સમજાવે ગોરજી વાત, ભણવા મોકલ્યા રે. ૨
ભણી વરસ બે ત્રણ રામ, ભણવા મોકલ્યા રે;
દીવાળી થયું ગોરનું કામ, ભણવા મોકલ્યા રે. ૩

## ગરબી ૩૩ મી.

ચૌદ વિધા શીખ્યા ચાર, ભણી ગણી ઉતર્યા રે;
તેમાં બાકી ન રાખ્યું કાંઈ, ભણી ગણી ઉતર્યા રે. ૧
ગોર સમજે છે મન માંય, ભણી ગણી ઉતર્યા રે;
લીધી કામેટી ગોરે ત્યાંય, ભણી ગણી ઉતર્યા રે. ૨
તેમાં આગળ પડિયા રામ, ભણી ગણી ઉતર્યા રે;
દીવાળી રીઝ્યા ગોર અપાર, ભણી ગણી ઉતર્યા રે. ૩

## ગરબી ૩૪ મી.

ગયા ગોર તે દરબાર, રાયજી સાંભળો રે;
તમારા પુત્ર ચતુર સુજાણ, રાયજી સાંભળો રે. ૧

---

૩૩ કામેટી—પરીક્ષા. મૂળ કમિટિ એવા અંગ્રેજી શબ્દ ઉપરથી આ શબ્દ થયો છે તે વડોદરા તરફ એ વખતે ભાગ્યે વપરાતો હશે છતાં દીવાળીબાઈએ તે વાપર્યો એ નવાઇ સરખું છે.

શીખ્યા નામું લેખું તમામ, રાયજી સાંભળો રે;
શીખ્યા વેદ પુરાણ તમામ, રાયજી સાંભળો રે. ૨
શીખ્યા રાજાકેરાં કામ, રાયજી સાંભળો રે;
દીવાળી નથી બાકી રાખ્યું કાંય, રાયજી સાંભળો રે. ૩

### ગરબી ૩૫ મી.

સુણી રાજા રીઝયા અપાર, ઋષિજી શું કહો રે;
શીખ્યા એટલામાં વેદ ચાર, ઋષિજી શું કહો રે. ૧
પુરાણ અઢાર ને હિસાબ, ઋષિજી શું કહો રે;
ઘણા બુદ્ધિવાળા મારા બાળ, ઋષિજી શું કહો રે. ૨
ગોર કહે ખરેખરી વાત, રાયજી સાંભળો રે;
દીવાળી કામેટી લેવી સાર, રાયજી સાંભળો રે. ૩

### ગરબી ૩૬ મી.

રાજા કામેઠી લેશે કાલ, ગોર કહે બાળને રે;
ભાઇ ભૂલશો નહિ લગાર, ગોર કહે બાળને રે. ૧
સર્વે શીખવ્યું કરાવ્યું મુખ, ગોર કહે બાળને રે;
કાલે આપો કામેટી થાય દુઃખ, ગોર કહે બાળને રે. ૨
વારૂં કહી હસિયા રામ, ગોર કહે બાળને રે;
દીવાળી કામેટી આપે રામ, ગોર કહે બાળને રે. ૩

### ગરબી ૩૭ મી.

પે'લી રાજપાટની કામેટી રાય, લેવા સજ થયા રે;
ગયા ગામની બાહેર રાય, લેવા સજ થયા રે. ૧
ત્યાં મૂકયાં વિવિધ હથિયાર, લેવા સજ થયા રે;
આવ્યા ગોર લઇ બાળક ચાર, લેવા સજ થયા રે. ૨
એક પાસે લક્ષ્માણ રામ, લેવા સજ થયા રે;

દીવાળી જોઇ ખુશી તમામ, લેવા સજ થયા રે. ૪

## ગરબી ૩૮ મી.

એક પાસે ભરતજી નામ, લેવા સજ થયા રે;
તેની કુમકે શત્રુસૂદન, લેવા સજ થયા રે. ૧
લીધાં નાનાં કામઠાં હાથ, લઢતા બાળકા રે;
માંહી ભરિયાં તીર તમામ, લઢતા બાળકા રે. ૨
પે'લાં માર્યું રામે તીર, લઢતા બાળકા રે;
દીવાળી કાપ્યું ભરતજી *વીર, લઢતા બાળકા રે. ૩

## ગરબી ૩૯ મી.

માર્યું લક્ષ્મણે શત્રુસૂદન, લઢતા બાળકા રે;
તે કાપ્યું શત્રુસૂદન, લઢતા બાળકા રે. ૧
એમ કરતા ગેલને ખેલ, લઢતા બાળકા રે;
થઇ મારા મારી બેલ, લઢતા બાળકા રે. ૨
રામે રૂંધ્યા ભરતના હાથ, લઢતા બાળકા રે;
તેને દીવાળી છોડવે સાથ, લઢતા બાળકા રે. ૩

## ગરબી ૪૦ મી.

છૂટયા ભરતજી કરતા જુદ્ધ, લઢતા બાળકા રે;
રામનું કાપી નાખ્યું તીર, લઢતા બાળકા રે. ૧
બીજું લીધું શ્રીભગવાન, લઢતા બાળકા રે;
કાપ્યું ભરતનું કામઠું બાણ, લઢતા બાળકા રે. ૨
ક્યારે મારતા રામજી બાણ, લઢતા બાળકા રે;
દીવાળી તે તો નવ દેખાય, લઢતા બાળકા રે. ૩

## ગરબી ૪૧ મી.

રૂંધી નાખ્યા ભરતજી ભાઇ, લઢતા બાળકા રે;

---

*બેલ–ભાઈની જોડી વચ્ચે.

તેમ લક્ષ્મણે રૂંધ્યા ભાઇ, લઢતા બાળકા રે. ૧
તેમને છોડાવાને સાથ, લઢતા બાળકા રે;
પડ્યા સુમંત પ્રધાન સાથ, લઢતા બાળકા રે. ૨
તેમને વાગ્યાં તીર, લઢતા બાળકા રે;
દીવાળી નાઠા મોટા ધીર, લઢતા બાળકા રે. ૩

ગરબી ૪૨ મી.

રાય ઉઠી મૂકાવા જાય, લઢતા બાળકા રે;
તેને વાગતા તીરના ઘાય, લઢતા બાળકા રે. ૧
જ્યારે નવ માન્યું રાય વચન, લઢતા બાળકા રે;
તેડ્યા ગોરજી થઇ પરસન, લઢતા બાળકા રે. ૨
હવે મૂકાવો તમે લઢાઇ, લઢતા બાળકા રે;
દીવાળી ગયો રામ ઘણો ખીજવાઇ, લઢતા બાળકા રે. ૩

ગરબી ૪૩ મી.

ગુરૂએ જઇ કર્યું સમાધાન, રહી ગયા બાળકા રે;
જોઇ રીઝયા જોનાર તમામ, રહી ગયા બાળકા રે. ૧
પછે ખુશી થઇ અપાર, ગયા દરબારમાં રે;
ત્યાં પૂછયા વિધ વિધ ભેદ, ગયા દરબારમાં રે. ૨
પૂછનારા ઘણું ઘુંચાય, ગયા દરબારમાં રે;*
દીવાળી ચારે નવ ચૂકાય, ગયા દરબારમાં રે. ૩

ગરબી ૪૪ મી.

એમ ભણી ગણી ઉતર્યા, રાય ઘણું રીઝિયા રે;
તારશે ચારે પુત્ર નામ, રાય ઘણું રીઝિયા રે. ૧
પછે મોકલતા મૃગયાય, રાય ઘણું રીઝિયા રે;
તેમાં રામના ગુણ સહુ ગાય, રાય ઘણું રીઝિયા રે. ૨

એમ ચારે પુત્રની જોડ, રાય ઘણું રીઝિયા રે;
જોઇ દીવાળીના પો'ચ્યા કોડ, રાય ઘણું રીઝિયા રે. ૩

ગરબી ૪૫ મી.

ગાઇ બાળલીલા રામ રામ, ભજો રામનામને રે;
ગાઈ બાઈ મળી તમામ, ભજો રામનામને રે. ૧
તમે ભાઇ વિસરશો નહિ નામ, ભજો રામનામને રે;
તો તો થઇ જાશે તમારૂં કામ, ભજો રામનામને રે. ૨
રામ રામ કહો તમે રામ, ભજો રામનામને રે;
થાશે તમારાં રૂડાં કામ, ભજો રામનામને રે. ૩

ગરબી ૪૬ મી.

દીવાળી દુખિયારી અપાર, તરી રામનામથી રે;
તેમ તરશો તમે ભવપાર, તરી રામનામથી રે. ૧
એના ગુણલા ગાય જે કોઇ, તરી રામનામથી રે;
તે તો પામે સુખની સોઇ, તરી રામનામથી રે. ૨
ભજો રામ રામ તમે રામ, તરી રામનામથી રે;
દીવાળીનું થઇ ગયું કામ, તરી રામનામથી રે. ૩

ગરબી ૪૭ મી.

ગાયો રામજીનો મેં તો જન્મ, તરી રામનામથી રે;
વળી લીલા ગાઇ તમામ, તરી રામનામથી રે. ૧
તુલસીદાસતણો પરતાપ, તરી રામનામથી રે;
મારા દાદાગુરૂ ભગવાન, તરી રામનામથી રે. ૨
મૂળે ડભોઇમાં હતો વાસ, તરી રામનામથી રે;
તુલસીદાસની થઇ દાસ, તરી રામનામથી રે. ૩

ગરબી ૪૮ મી.

પછે ગોલવે વસિયાં વાસ, ગુણ ગાઇ રામના રે;

વશ્યાં વડોદરામાં વાસ, ગુણ ગાઇ રામના રે. ૧
ગયાં અજોધ્યામાં ઘણી વાર, ગુણ ગાઇ રામના રે;
કીધી રામજીએ સારીસાર, ગુણ ગાઈ રામના રે. ૨
મૂળે વિધવા બાઇમાં નામ, ગુણ ગાઈ રામના રે;
દીવાળી સધવાનાં શાં સર્યાં કામ, ગુણ ગાઇ રામના રે. ૩

## ગરબી ૪૯ મી.

ઉંચ નીચ વિધવા સધવાય, રામજીને એક છે રે;
એને નથી ધનનું કામ, રામજીને એક છે રે. ૧
એ તો જુએ છે સારી નીત, રામજીને એક છે રે;
વળી બીજી જુએ છે સારી રીત, રામજીને એક છે રે. ૨
જુએ ભજનકેરી ગાંઠ, રામજીને એક છે રે;
દીવાળી બીજી નહિ ભલી માઠ, રામજીને એક છે રે. ૩

## ગરબી ૫૦ મી.

રટો રામ રામ સહુ કોઇ, સીતા રામ જી રે;
રટો રામ રામ સહુ કોઇ, લક્ષ્મણ રામ જી રે. ૧
રટો રામ રામ સહુ કોઇ, હનુમાન રામ જી રે;
રટો રામ સીતા માત, થાય કામજી રે. ૨
રટો રામ સીતા હનુમાન, થાયે કામ જી રે;
રટો લક્ષ્મણ સીતા ને હનુમાન, ભજો તમે રામ જી રે. ૩

## ગરબી ૫૧ મી.

ભજિયે રામકેરૂં નામ, સર્વે તરશો રે;
એમાં બેસે નહિ કંઇ દામ, પાર ઉતરશો રે. ૧
મળશે મુક્તિપુરીધામ, સર્વે તરશો રે;

૪૯ નીત—નીતિ.

દરશન દેશે સુંદરશામ, પાર ઉતરશો રે. ૨
ભજો રામ તમે રામ, સર્વે તરશો રે;
ગણો હજાર ખાંડી નામ, પાર ઉતરશો રે. ૩
મળશે બાઇ ! સુંદરશામ, સર્વે તરશો રે;
ગુણલા ગાશો જો રામ, પાર ઉતરશો રે. ૪
મળશે ધરણી ને ધામ, સર્વે તરશો રે;
ભાઇ ! મળે ગરાસ ને ગામ, પાર ઉતરશો રે. ૫
દીવાળી પામી તમામ, સર્વે તરશો રે;
ગાઓ રામ તમે રામ, પાર ઉતરશો રે. ૬
રાતે કે'વા સીતા રામ, સર્વે તરશો રે;
દીવાળીનાં સરિયાં કામ, પાર ઉતરશો રે. ૭
દીવાળીબાઈ ભાઈ તમામ, સર્વે તરશો રે;
વિનવી કહું ભજિયે રામ, પાર ઉતરશો રે. ૮
મારા દાદાગુરૂ તુલસી શામ, સર્વે તરશો રે;
દીવાળી નમિયે તેમને પાગ, પાર ઉતરશો રે. ૯
ગાઇ બાળલીલા રામ, સર્વે તરશો રે;
ગાવે શીખે સુણે તમામ, પાર ઉતરશો રે. ૧૦
હવે ગાશું વિવાહ રામ, સર્વે તરશો રે;
મારા દાદાગુરૂપ્રતાપ, પાર ઉતરશો રે. ૧૧

# રામવિવાહ.

## ગરબી ૧ લી.

નમી તુલસીદાસ ગુરૂ પાય, ગુણ ગાઉં રામના રે લોલ;
થાયે સુખ ને શાંતિ અપાર, ગુણ ગાઉં રામના રે લોલ. ૧

કીધી મુને વિધવાને હરિએ સાર, ગુણ ગાઉં રામના રે લોલ;
મુને ઉતારી ભવને પાર, ગુણ ગાઉં રામના રે લોલ. ૨
લોકમાં થઇ નામે બાપડી, ગુણ ગાઉં રામના રે લોલ;
દિવાળીને વિધાની આપી કાપડી, ગુણ ગાઉં રામના રે લોલ. ૩

## ગરબી ૨ જી.

ગાયાં જનમનાં ચરિત્ર, ગુણ ગાઉં રામના રે લોલ;
થયાં મનડાં અમારાં પવિત્ર, ગુણ ગાઉં રામના લોલ. ૧
ધન્ય ધન્ય ધાણીપદ રામ, ગુણ ગાઉં રામના રે લોલ;
રીઝ્યા વિધવાને સુંદરશામ, ગુણ ગાઉં રામના રે લોલ; ૨
મૂળે બાયડીઓ નહિ પવિત્ર, ગુણ ગાઉં રામના રે લોલ;
દીવાળીને કરી રામે પવિત્ર, ગુણ ગાઉં રામના રે લોલ. ૩

## ગરબી ૩ જી.

બાળલીલાની લીલા ગાઇ, ગુણ રામનામના રે લોલ;
ગાઇએ વિવાહ તે સુણજો બાઇ, ગુણ રામનામના રે લોલ. ૧
થયા મોટેરા ચારે ભાઇ, ગુણ રામનામના રે લોલ;
દીધાં રાજાએ તેમને જનોઈ, ગુણ રામનામના રે લોલ. ૨
જાયે રાજાને દરબાર રામ, ગુણ રામનામના રે લોલ;
દીવાળી દીપતા સુંદરશામ, ગુણ રામનામના રે લોલ. ૩

## ગરબી ૪ થી.

આવ્યા વિશ્વામિત્ર મુન, ગુણ રામનામના રે લોલ;
તેણે માગિયા રામજી બુન, ગુણ રામનામના રે લોલ. ૧
બોલ્યા રાયને બાંધી મુન, ગુણ રામનામના રે લોલ;
આપો રામજી રાય તમે ઉણ, ગુણ રામનામના રે લોલ. ૨

૪ મુન–મુનિ. બુન–બેન. ઉણુ–ઓણુ—હમણા.

રાયે રામ લક્ષ્મણ આપ્યા પુત, ગુણ રામનાનામના રે લોલ;
દીવાળીને રામનામ લાગીછે ધુન. ગુણ રામનામના રે લોલ. ૩

### ગરબી ૫ મી.

ગયા રામજી મુનિ સાથ, શીખિયા વિદ્યા રે લોલ;
માર્યાં તાડકા નામે નાર, શીખિયા વિદ્યા રે લોલ. ૧
માર્યા અનેક રાક્ષસ સાર, શીખિયા વિદ્યા રે લોલ;
મુનિએ જગન કીધો સાર, શીખિયા વિદ્યા રે લોલ. ૨
ગયા ત્યાંથી જનકપુર ગામ, શીખિયા વિદ્યા રે લોલ;
તારી શલ્યા અહલ્યા નામ, શીખિયા વિદ્યા રે લોલ. ૩

### ગરબી ૬ ઠી.

આવ્યા જનકપુર નામે ગામ, રામજી મોટા રે લોલ;
થયાં પુરવાશીનાં કામ, રામજી મોટા રે લોલ. ૧
સુણ્યા જનકજીએ ત્યાર, રામજી મોટા રે લોલ;
આવ્યા વિશ્વામિત્ર સાર, રામજી મોટા લોલ. ૨
આવ્યા મળવાને તે નિરધાર, રામજી મોટા રે લોલ;
દીવાળી [તેણે] નિરખ્યા બન્ને બાળ, રામજી મોટા રે લોલ. ૩

### ગરબી ૭ મી.

મુનિ આ તે બાળક બે કોણ, નિરખ્યા આજે રે લોલ;
એના તેજથી હારિયા ભાણ, નિરખ્યા આજે રે લોલ. ૧
નાચે મુનિકેરા એ બાળ, નિરખ્યા આજે રે લોલ;
નાનાં નાનાં ધનુષ્ય છે હાથ, નિરખ્યા આજે રે લોલ. ૨
એક શામ છે ને બીજો ગૌર, નિરખ્યા આજે રે લોલ;
દીવાળી બાળક કોના ગોર, નિરખ્યા આજે રે લોલ. ૩

### ગરબી ૮ મી.

બોલ્યા વિશ્વામિત્ર મુન્ય, સુણો તમે રાજા રે લોલ;

એ તો મોટા ચતુર સુજાણ, સુણો તમે રાજા રે લોલ. ૧
મારો જગન કોઇથી ન થાય, સુણો તમે રાજા રે લોલ;
મોટા અસુર આવી અકળાય, સુણો તમે રાજા રે લોલ. ૨
તેને મારવાને લાવ્યો બાળ, સુણો તમે રાજા રે લોલ;
દીવાળી થઇ ગયો હું તો ન્યાલ, સુણો તમે રાજા રે લોલ. ૩

ગરબી ૯ મી.

જે છે શામળો સોહામણો બાળ, તેનું નામ રામ જી રે લોલ;
જે છે ગોરો ગબુરિયો બાળ, તે નામે લક્ષમણો રે લોલ. ૧
બંને રાજા દશરથના બાળ, કીધાં મારાં કામ જી રે લોલ;
મૂકવા જાઉં અજોધ્યા ગામ, કીધાં મારાં કામ જી રે લોલ. ૨
એવે સુણિયાં જાનકી લગ્ન, કીધાં મારાં કામ જી ર લોલ;
દીવાળી લાવ્યો બંનેને થઇ મગ્ન, કીધાં મારાં કામ જી રે લોલ. ૩

ગરબી ૧૦ મી.

રાજા હરખ્યો તે મનમાં અપાર, સારૂં કીધું ગોરજી રે લોલ;
મેં પણ કીધું કઠણ ધનુષ્ય, સારૂં કીધું ગોર જી રે લોલ. ૨
આ તો બંને છે બાળ કુમાર, સારૂં કીધું ગોર જી રે લોલ;
શું કરૂં થાય લોકમાં હાસ, સારૂં કીધું ગોર જી રે લોલ. ૧
નહિ તો પરણાવત સીતા બાળ, સારૂં કીધું ગોર જી રે લોલ;
થઇ દીવાળી મનમાં ન્યાલ, સારૂં કીધું ગોર જી રે લોલ. ૩

ગરબી ૧૧ મી.

ચાલ્યા મુનિ ને રાજા સાથ, જોઇ રહ્યાં લોકડાં રે લોલ;
આ તો ભોપર કેવા ભાણ, જોઇ રહ્યાં લોકડાં રે લોલ. ૧
એક ગોરો ને એક છે શામ, જોઇ રહ્યાં લોકડાં રે લોલ;

---

૧૧ ભોપર—ભોયપર. ભાણ-સૂર્ય. ધનુષ્ય ૯૦—હે બેની ! રાજાએ પોતાના ધામમાં ધનુષ્ય મૂકયું છે-ત્ર્યંબક ધનુષ્ય પર પણુછ ચઢાવે તેને સીતા

બાઈ રાયે કીધું સીતાનું કામ, જોઇ રહ્યાં લોકડાં રે લોલ. ૨
બેની ! ધનુષ્ય મૂક્યું ધામ, જોઈ રહ્યાં લોકડાં રે લોલ;
તેથી કથળ્યું દીવાળી કામ, જોઈ રહ્યાં લોકડાં રે લોલ. ૩

## ગરબી ૧૨ મી.

બેની જોને જુવે કેવો શામ, આંખ અણિયાળી રે લોલ;
એનું જુગો જુગ રે'શે નામ, આંખ અણિયાળી રે લોલ. ૧
પેલો ગોરો જોઇ રહ્યો આમ, આંખ અણિયાળી રે લોલ;
બેની આજ થઇ ગયું મારૂં કામ, આંખ અણિયાળી રે લોલ. ૨
એવે આવ્યા તે વાડીમાં રામ, આંખ અણિયાળી રે લોલ;
ભૂલ્યાં દીવાળી ઘરનાં કામ, આંખ અણિયાળી રે લોલ. ૩

## ગરબી ૧૩ મી.

રાજા જનકે કરાવ્યો મુકામ, વાડીકેરી વેલમાં રે લોલ;
તેથી અતિ રીઝિયા રાજા રામ, વાડીકેરી વેલમાં રે લોલ. ૧
ગયા જનક રાજાને ઘેર, વાડીકેરી વેલમાં રે લોલ;
જાણી સીતાજીએ સારી પેર, વાડીકેરી વેલમાં રે લોલ. ૨
આવ્યા મુનિની સાથ બંને બાળ, વાડીકેરી વેલમાં રે લોલ;
દીવાળી થાતાં સીતાજી તૈયાર, વાડીકેરી વેલમાં રે લોલ. ૩

## ગરબી ૧૪ મી.

માજી અમો જાઉં છું આજ, દેવીને પૂજવા રે લોલ;
સજ્યા શાણગાર નવલા સાજ, દેવીને પૂજવા રે લોલ. ૧
સાથે સખી છે સોળ હજાર, દેવીને પૂજવા રે લોલ;
ચાલ્યાં જાનકી નિરધાર, દેવીને પૂજવા રે લોલ. ૨

---

પરણાવું એવું પણ કર્યું છે તેથી કામ કથળ્યું ! કેમકે આવાં બાળક શી રીતે ફતેહ પામશે ?

૧૩ વેલમાં–જ્યાં વેલીઓ શોભી રહી હતી ત્યાં.

આવ્યાં વાડીમાં દેવીદરબાર, દેવીને પૂજવા રે લોલ;
ભાળ્યા દીવાળી ત્યાં ભરતાર, દેવીને પૂજવા રે લોલ. ૩

ગરબી ૧૫ મી.

જુએ ફૂલડાં જાનકી માત, દેવીને પૂજવા રે લોલ;
ભમે વાડીમાં આસ ને પાસ, દેવીને પૂજવા રે લોલ. ૧
બોલ્યાં માધવી સખીની સાથ, દેવીને પૂજવા રે લોલ;
પેલા કાળા ગોરા બાળક ક્યાંય, દેવીને પૂજવા રે લોલ. ૨
બોલી માધવી સખી વચન, દેવીને પૂજવા રે લોલ;
પેલા ડેરામાં વસતા બેય, દેવીને પૂજવા રે લોલ. ૩

ગરબી ૧૬ મી.

જાનકી કે'તાં નિહાળિયે કેમ, લોક વદે સારૂં રે લોલ;
પે'લાં પૂજિયે દેવી એમ, લોક વદે સારૂં રે લોલ. ૧
ચાલ્યાં પૂજવા દેવી માત, લોક વદે સારૂં રે લોલ;
એમ રામજીએ પૂછી વાત, લોક વદે સારૂં રે લોલ. ૨
મોટા મુનિજી જોવાને કાજ, લોક વદે સારૂં રે લોલ;
દીવાળી જઇએ જનકપુર આજ, લોક વદે સારૂં રે લોલ. ૩

ગરબી ૧૭ મી.

જાએ વે'લા તે વળજો રામ, અમો અહીં બેસું રે લોલ;
જોઇ આવો જનકપુર ગામ, અમો અહીં બેસું રે લોલ. ૧
નવ લગાડશો તમે વાર, અમો અહીં બેસું રે લોલ;
પે'રા ઘરેણાં વસ્તર સાર, અમો અહીં બેસું રે લોલ. ૨
પે'ર્યાં ઘરેણાં દેવમોરાર, અમો અહીં બેસું રે લોલ.
જાય દીવાળી પછે બલિહાર, અમો અહીં બેસું રે લોલ. ૩

---

૧૬ એમ—જે પ્રમાણે સીતાએ માધવીને પૂછ્યું હતું તેજ પ્રમાણે રામે પણ મુનિને પૂછ્યું.

## ગરબી ૧૮ મી.

નીકળ્યા રામજી ડેરા બા'ર, ચાંદા સૂર ઉગિયા રે લોલ;
લોક જોવાને મળ્યું અપાર, ચાંદા સૂર ઉગિયા રે લોલ. ૧
બોલ્યા રામજી દેવીનું ધામ, ચાંદા સૂર ઉગિયા રે લોલ;
તેનાં દરશન કરીએ આમ, ચાંદા સૂર ઉગિયા રે લોલ. ૨
ચાલ્યા દેવીતણે દરબાર, ચાંદા સૂર ઉગિયા રે લોલ;
દીવાળી રૂપના મણિ અપાર, ચાંદા સૂર ઉગિયા રે લોલ. ૩

## ગરબી ૧૯ મી.

જોયા જાનકી માતે રામ, રામે જોયાં જાનકી રે લોલ;
થઈ ગયાં બંનેનાં કામ, રામે જોયાં જાનકી રે લોલ. ૧
ભાઇ સાથે તે બોલિયા રામ, રામે જોયાં જાનકી રે લોલ;
આ કન્યાનું કશું હશે નામ, રામે જોયાં જાનકી રે લોલ. ૨
બોલ્યા લક્ષ્મણ વિચારી બુધ, રામે જોયાં જાનકી રે લોલ;
દીવાળી સમજ્યા નહિ તે બુધ, રામે જોયાં જાનકી રે લોલ. ૩

## ગરબી ૨૦ મી.

ત્યાંથી ચાલ્યા ઉભી વાટ, લોક ઘણા મોહ્યા રે લોલ;
કરે રામજી મનમાં ઘાટ, લોક ઘણા મોહ્યા રે લોલ. ૧
હશે રાજાની પુત્રી એહ, લોક ઘણા મોહ્યા રે લોલ;
એની સારી સુંદર બહુ દેહ, લોક ઘણા મોહ્યા રે લોલ. ૨
હવે જાનકીજીકેરી પેર, લોક ઘણા મોહ્યા રે લોલ;
દીવાળી ગયાં ન જંપ્યાં ઘેર, લોક ઘણા મોહ્યા રે લોલ. ૩

## ગરબી ૨૧ મી.

સખી માધવી સુણને તુંય, કાલે ભાળી મુજને રે લોલ;
એની અણિયાળી આંખડી શુંય, કાલે ભાળી મુજને રે લોલ. ૧
એની વેરીડાં વા'લાં આજ, કાલે ભાળી મુજને રે લોલ;

મોટા ધનુષ્યનું સોંપ્યું કાજ, કાલે ભાળી મુજને રે લોલ. ૨
એનાથી ધનુષ્ય ભાગે કેમ, કાલે ભાળી મુજને રે લોલ;
દીવાળી હું તો તજું ન મનનો નેમ, કાલે ભાળી મુજને રે લોલ. ૩

## ગરબી ૨૨ મી.

કદી ના મળે એની ભરતાર, કુમાર કાળો રાયનો રે લોલ;
તો તો પાડું હું પરથાર, કુમાર કાળો રાયનો રે લોલ. ૧
એમ વદી કરતી રૂદન, કુમાર કાળો રાયનો રે લોલ;
બેડી વીલું કરીને વદન, કુમાર કાળો રાયનો રે લોલ. ૨
હવે રામજી ગયા'તા ગામ, કુમાર કાળો રાયનો રે લોલ;
દીવાળી વરણવું તેહ તમામ, કુમાર કાળો રાયનો રે લોલ. ૩

## ગરબી ૨૩ મી.

જુએ લોક તે મળી પેર પેર, જોડી જુગમી રે લોલ;
નીકળ્યા લોક તે સહુ ઘેર ઘેર, જોડી જુગમી રે લોલ. ૧
કોઈ વધાવે મોતી ને મો'ર, જોડી જુગમી રે લોલ;
કોઈ વધાવે આંબાને મોર, જોડી જુગમી રે લોલ. ૨
કોઈ ફૂલડાં લઇ અનેક, જોડી જુગમી રે લોલ;
દીવાળી વધાવતાં ધરી ટેક, જોડી જુગમી રે લોલ. ૩

## ગરબી ૨૪ મી.

કોઈ બોલાવતાં ઘર માંહી, ધન્ય ભાગ્ય ગામનાં રે લોલ;
થયાં પાદવડે પવિત્ર, ધન્ય ભાગ્ય ગામનાં રે લોલ. ૧
ગાયે ઘણા ત્યાં લોક ચરિત્ર, ધન્ય ભાગ્ય ગામનાં રે લોલ;
થયાં દરશને સર્વ પવિત્ર, ધન્ય ભાગ્ય ગામનાં રે લોલ. ૨

---

૨૧ કાળે–કાળા કુમારે–રામે. ૨૨ પરથાર–પરથાર ઉપર દેહ પાડું (!)
૨૩ જુગમી–( જુગ્મ )બેની.

તેનું મનાવતા રામ મન, ધન્ય ભાગ્ય ગામનાં રે લોલ;
દીવાળી લોક થતા પરસન, ધન્ય ભાગ્ય ગામનાં રે લોલ. ૩

## ગરબી ૨૫ મી.

એમ ચોરે ને ચૌટે રામ, ફરી આવ્યા વાડીએ રે લોલ;
લોક મળી વિચારતા આમ, ફરી આવ્યા વાડીએ રે લોલ. ૧
મૂક્યું ધનુષ્ય જોવા કાજ, ફરી આવ્યા વાડીએ રે લોલ;
આપશે કાળાને પુત્રી રાજ, ફરી આવ્યા વાડીએ રે લોલ. ૨
કદી ના ફરે રાયનું વચન, ફરી આવ્યા વાડીએ રે લોલ;
દીવાળી દાઝે તો લોકનું મન, ફરી આવ્યા વાડીએ રે લોલ. ૩

## ગરબી ૨૬ મી.

કોઈ કે'તું અમારે પુણ્ય, વરજો જાનકી રે લોલ;
એ બંનેને ફળજો પુણ્ય, વરજો જાનકી રે લોલ. ૧
છે જુગતે જોડી અપાર, વરજો જાનકી રે લોલ;
જેવો કાળો છે તેવી કુમાર, વરજો જાનકી રે લોલ. ૨
એનું બળજો ધનુષ્ય ને પોણ, વરજો જાનકી રે લોલ;
દીવાળી થઇ જજો અમથું મોણ, વરજો જાનકી રે લોલ. ૩

## ગરબી ૨૭ મી.

એમ ગામના લોક વિચાર, કરતા વળી વળી રે લોલ;
ફરીને આવિયા રામ ભુવન, કરતા વળી વળી રે લોલ. ૧
જોઇ મુનિજી રીઝ્યા અપાર, કરતા વળી વળી રે લોલ;
ધન્ય ધન્ય છો બાળકુમાર, કરતા વળી વળી રે લોલ. ૨
અમો રીઝ્યા છું આજ અપાર, કરતા વળી વળી રે લોલ;
ચાલો જમવાને થયું તૈયાર, કરતા વળી વળી રે લોલ. ૩

---

૨૬ પોણ—પણ–પ્રતિજ્ઞા. મોણુ—માણુ માણુ—મિથ્યા.

## ગરબી ૨૮ મી.

વારૂં કહીને વળીઆ રામ, ઉતાર્યા પાઘને રે લોલ;
તેમ લક્ષ્મણજી થયા તૈયાર, ઉતાર્યા પાઘને રે લોલ. ૧
બીજાં વસ્ત્ર અંગે અપાર, ઉતાર્યા પાઘને રે લોલ;
બીજાં ઘરેણાં જે નિરધાર, ઉતાર્યા પાઘને રે લોલ. ૨
તે સહુ સોંપ્યું મુનિની પાસ, ઉતાર્યા પાઘને રે લોલ;
કર્યાં ભોજન દીવાળીદાસ, ઉતાર્યા પાઘને રે લોલ. ૩

## ગરબી ૨૯ મી.

જમી ઉઠ્યા તે શ્રીભગવાન, બેઠા મુનિ પાસે રે લોલ;
વધા પુરની સઘળી પેર, બેઠા મુનિ પાસે રે લોલ. ૧
બોલ્યા મુનિજી મહામહંત, બેઠા મુનિ પાસે રે લોલ;
કાલે સ્વયંવરનો છે દન, બેઠા મુનિ પાસે રે લોલ. ૨
સવારે જાવું છે આપણે ત્યાંહી, બેઠા મુનિ પાસે રે લોલ;
દીવાળી કેવી થાશે તે માંહી, બેઠા મુનિ પાસે રે લોલ. ૩

## ગરબી ૩૦ મી.

ગઈ રાતડી ને ઊગ્યો ભાણ, દાસ આવી બોલ્યો રે લોલ;
આજ આવજો મંડપ માંય, દાસ આવી બોલ્યો રે લોલ. ૧
એમ સરવે રાયને ધામ, દાસ આવી બોલ્યો રે લોલ;
મળ્યા ઘણા તે ગામના લોક, દાસ આવી બોલ્યો રે લોલ. ૨
ગયા વરણાગિયા અપાર, દાસ આવી બોલ્યો રે લોલ;
દીવાળી માથે છોગાંનો ભાર, દાસ આવી બોલ્યો રે લોલ. ૩

## ગરબી ૩૧ મી.

ગયા ઘરડા રાય તમામ, મંડપ મોટો રે લોલ;
મન જાનકી વર્યાની હામ, મંડપ મોટો રે લોલ. ૧

મળ્યા રાજા અપરંપાર, મંડપ મોટો રે લોલ;
તેની ગણના કેઇ પેર થાય, મંડપ મોટો રે લોલ. ૨
પછે વિશ્વામિત્ર સાથ, મંડપ મોટો રે લોલ;
ગયા જાનકીજીવન નાથ, મંડપ મોટો રે લોલ. ૩

ગરબી ૩૨ મી.

આવ્યા રામજી મુનિ સાથ, તેજ ગયાં રાયનાં રે લોલ;
મુખથી પડિયા અરસા ભોમ, તેજ ગયાં રાયનાં રે લોલ. ૧
એમ સઘળી સભા માંય, તેજ ગયાં રાયનાં રે લોલ;
ઉગે ભાણ અંધારૂં કેમ, તેજ ગયાં રાયનાં રે લોલ. ૨
એમ દીપાવ્યું રામે એમ, તેજ ગયાં રાયનાં રે લોલ;
એ તો વરણે દીવાળી કેમ, તેજ ગયાં રાયનાં રે લોલ. ૩

ગરબી ૩૩ મી.

જોઈ રાય તે રામજીનું રૂપ, મન પામ્યા કંપવા રે લોલ;
એથી રૂડેરો નહિ કોઇ ભૂપ, મન પામ્યા કંપવા રે લોલ. ૧
જોઈ શોભા તે અપરંપાર, મન પામ્યા કંપવા રે લોલ;
એના રૂપતણી ભલી બલિહાર, મન પામ્યા કંપવા રે લોલ. ૨
નવ નરમાં કો રામ સમાન, મન પામ્યા કંપવા રે લોલ;
દીવાળી ઉગ્યો જાણે શશિયર ભાણ, મન પામ્યા કંપવા રે લોલ. ૩

ગરબી ૩૪ મી.

ધન્ય ધન્ય તે રૂપના ધામ, મોહ પામ્યા રાજા રે લોલ;
થઈ ગયું સીતાકેરૂં કામ, મોહ પામ્યા રાજા રે લોલ. ૧
મૂકી આવ્યા બંને બાળ કુમાર, મોહ પામ્યા રાજા રે લોલ;
એ તે શીદ વરે બીજા તો ગુમાર, મોહ પામ્યા રાજા રે લોલ. ૨

---

૩૨ અરસા—આરસા ( જેવડે મોં જોતા હતા તે ). ૩૩ શશિયર—શિશિર ઋતુનો.

એમ કરતા માંહોમાંહિ વાત, મોહ પામ્યા રાજા રે લોલ;
દીવાળી મનમાં ઘણો ધરતા ઉચાટ, મોહ પામ્યા રાજા રે લોલ. ૩

### ગરબી ૩૫ મી.

કોઈ કે'તા લીધું સ્વયંવર નામ, એ તો ભાઇ જૂઠું રે લોલ;
ભૂલાવો દેવાને તેડચા ભૂપ, એ તો ભાઇ જૂઠું રે લોલ. ૧
મૂકી આવા રૂપ રૂપના રતન, એ તો ભાઈ જૂઠું રે લોલ;
કરે બીજા સાથે તે શાને લગન, એ તો ભાઇ જૂઠું રે લોલ. ૨
એવે આવ્યા તે જનક ભૂપાળ, એ તો ભાઇ જૂઠું રે લોલ;
દીવાળી તેણે પધરાવિયા ભૂપાળ, એ તો ભાઈ જૂઠું રે લોલ. ૩

### ગરબી ૩૬ મી.

બેઠા રામજી તે સિંહાસન, શોભા થઇ સારી રે લોલ;
તેની સાથે બેઠા લક્ષ્મણ મુન, શોભા થઇ સારી રે લોલ. ૧
જોઇ મંડપની રચના અપાર, શોભા થઇ સારી રે લોલ;
મોહ પામે બ્રહ્મા ભૂલાવણહાર, શોભા થઈ સારી રે લોલ. ૨
કાઢ્યાં ચિત્રામણ ચોપાસ, શોભા થઇ સારી રે લોલ;
તે તો ગાયે શું દીવાળી દાસ, શોભા થઇ સારી રે લોલ. ૩

### ગરબી ૩૭ મી.

આવી રહ્યા ભૂપ ત્યાંહી તમામ, શોભા થઈ સારી રે લોલ;
જોવા લોક મળ્યા ગામના તમામ, શોભા થઈ સારી રે લોલ. ૧
સહુ જોઇ રે'તાં રાઘવનું રૂપ, શોભા થઇ સારી રે લોલ;
આપે પોતપોતા તે કેરાં પુણ્ય, શોભા થઇ સારી રે લોલ. ૨
વરજો રામજી તે સીતા કુમાર, શોભા થઈ સારી રે લોલ;
જાયે દીવાળીબાઇ તો બલિહાર, શોભા થઈ સારી રે લોલ. ૩

## ગરબી ૩૮ મી.

એવે આવ્યો ત્યાં લંકાકેરો રાય, નામ જેનું રાવણો રે લોલ;
ઉભા થયા બેઠા સર્વે ભૂપ, નામ જેનું રાવણો રે લોલ. ૧
નવ ઉઠ્યા મારા રામજી ને મુન, નામ જેનું રાવણો રે લોલ;
તે જોઈ રાવણની લાગી ધુન, નામ જેનું રાવણો રે લોલ. ૨
આ તે કેના હશે બાળ કુમાર, નામ જેનું રાવણો રે લોલ;
સુણ્યા દીવાળી દશરથકેરા બાળ, નામ જેનું રાવણો રે લોલ. ૩

## ગરબી ૩૯ મી.

કર્યો વિચાર તે રાવણે ત્યાંહી, મદ જેને મોટો રે લોલ;
વરૂં કન્યા પછી શિક્ષા કરૂં સાહી, મદ જેને મોટો રે લોલ. ૧
જોઈ રાવણ તે મદકેરૂં ધામ, મદ જેને મોટો રે લોલ;
જાનકીજી ભૂલ્યાં સર્વે કામ, મદ જેને મોટો રે લોલ. ૨
મહાદેવજીને કરતાં પ્રણામ, મદ જેને મોટો રે લોલ;
થજો દીવાળી ધનુષ્યમાં ભાર, મદ જેને મોટો રે લોલ. ૩

## ગરબી ૪૦ મી.

એવે આવીને ત્યાં બોલ્યો ભાટ, હોય કો રાજા રે લોલ;
તે તો ચઢાવે ધનુષ્ય કઠોર, હોય કોઈ રાજા રે લોલ. ૧
જે કો ચઢાવે ધનુષ્ય મહાદેવ, હોય કોઇ રાજા રે લોલ;
તેને રાય જનક કરીને થાપે દેવ, હોય કોઇ રાજા રે લોલ. ૨
એમ કે'તામાં ઉઠ્યાજ અપાર, હોય કોઈ રાજા રે લોલ;
નવ હાલ્યુ દીવાળી લગાર, હોય કોઈ રાજા રે લોલ. ૩

## ગરબી ૪૧ મી.

તે જોઇને ઉઠ્યો ભૂપાળ, મદ જેને મોટો રે લોલ;
જેહ લંકાતણો પ્રતિપાળ, મદ જેને મોટો રે લોલ. ૧

---

૩૮ ધુન-ક્રોધની.

જેને મોઢાં તો દશ હાથ વીશ, મદ જેને મોટો રે લોલ;
ઝાલી ધનુષ્ય તે પાડી ચીસ, મદ જેને મોટો રે લોલ. ૨
જોઈ જાનકીજી ઘણું અમુઝાય, મદ જેને મોટો રે લોલ;
તેને દીવાળી અકળામણ થાય, મદ જેને મોટો રે લોલ. ૩

## ગરબી ૪૨ મી.

લીધું ધનુષ્ય તે રાવણ રાય, પડ્યું પટ લઇને રે લોલ;
બોલે મુખથી શું ના ઉંચકાય, પડ્યું પટ લઇને રે લોલ. ૧
એ તે ધનુષ્યના શા ભાર, પડ્યું પટ લઇને રે લોલ ;
નાખું ઉંધો તે ભોમિ ભાર, પડ્યું પટ લઇને રે લોલ. ૨
મુખે બોલે છે એવા બોલ, પડ્યું પટ લઇને રે લોલ;
દીવાળી સે'વાતું નથી તોલ, પડ્યું પટ લઇને રે લોલ. ૩

## ગરબી ૪૩ મી.

હાથ દબાયા તે વીશ રે ભૂપાળ, પાડે મુખ બૂમડી રે લોલ;
મુને કાંઢો તે કોઇ ભૂપાળ, પાડે મુખ બૂમડી રે લોલ. ૧
જો મરી જાઉં અમો આંહી, પાડે મુખ બૂમડી રે લોલ;
મારા રાક્ષસ આવીને દમે આંહી, પાડે મુખ બૂમડી રે લોલ. ૨
જઈ બાઝયા તે સોને પચાસ, પાડે મુખ બૂમડી રે લોલ;
નવ હાલે તે દીવાળી લગાર, પાડે મુખ બૂમડી રે લોલ. ૩

## ગરબી ૪૪ મી.

પછે સભામાં આવી બોલ્યો ભાટ, નથી કોઈ રાજા રે લોલ;
નવ ધનુષ્ય ચઢે કોથી જાણ, નથી કોઇ રાજા રે લોલ. ૧
નક્ષત્રી કરી જ્યારથી પરશુરામ, નથી કોઇ રાજા રે લોલ;
થયા વાણિયા સર્વે રાય, નથી કોઇ રાજા રે લોલ. ૨
મરે લંકાનો રાણો ચગદાઈ, નથી કોઇ રાજા રે લોલ;

તેને દીવાળી ન કર તું સાઇ, નથી કોઈ રાજા રે લોલ. ૩

## ગરબી ૪૫ મી.

સુણી દીવાળી લક્ષ્મણ ભાઇ, બોલ્યા બહુ બળે રે લોલ;
રામજી બેઠા છે જો સભા માંહી, બોલ્યા બહુ બળે રે લોલ. ૧
કેમ બોલે અવળચંડુ ભાટ, બોલ્યા બહુ બળે રે લોલ;
કોણ ધનુષ્ય કહો મને રામ, બોલ્યા બહુ બળે રે લોલ. ૨
કો'તો નગરી જનક ભૂપાળ, બોલ્યા બહુ બળે રે લોલ;
નાખું દીવાળી ઉંધી તત્કાળ, બોલ્યા બહુ બળે રે લોલ. ૩

## ગરબી ૪૬ મી.

તેને વારિયા તે રાજા રામ, ભાઇ સમો નથી રે લોલ;
આવ્યા મુનિવરકેરે સાથ, ભાઇ સમો નથી રે લોલ. ૧
જ્યારે વાર્યા લક્ષ્મણને શ્રીરામ, ભાઇ સમો નથી રે લોલ;
ત્યારે મુનિવર બોલ્યા આમ, ભાઈ સમો નથી રે લોલ. ૨
ઊઠો રાઘવજી તમે ભાઈ, ભાઇ સમો નથી રે લોલ;
દીવાળીને જવું છે ફુલાઇ, ભાઈ સમો નથી રે લોલ. ૩

## ગરબી ૪૭ મી.

જ્યારે મુનિવર બોલ્યા મુખ, ઉઠ્યા રામ રાજા રે લોલ;
બોલે સીતાજી થાજો સુખ, ઉઠ્યા રામ રાજા રે લોલ. ૧
થાજો ધનુષ્ય હળવું ફૂલ, ઉઠ્યા રામ રાજા રે લોલ;
ગયા ધનુષ્ય પાસે રામ, ઉઠ્યા રામ રાજા રે લોલ. ૨
જઈ દાબ્યું તે પગથી જાણ, ઉઠ્યા રામ રાજા રે લોલ;
દીવાળી તે કડકા થયું નિરવાણ, ઉઠ્યા રામ રાજા રે લોલ. ૩

## ગરબી ૪૮ મી.

ત્યારે નીકળ્યો રાવણ ભૂપ, લાજ ઘણી પામ્યો રે લોલ;

જોઇ રૂપ તો રાઘવ રાય, લાજ ઘણી પામ્યો રે લોલ. ૧
ગયો નાસી તે લંકા માંય, લાજ ઘણી પામ્યો રે લોલ;
બીજા રાજા તે ઘણું લજવાય, લાજ ઘણી પામ્યો રે લોલ. ૨
( ગયા ) કૂડા ધારનાર ત્યાંહિ તમામ, લાજ ઘણી પામ્યો રે લોલ;
થયાં દીવાળી સંતોનાં કામ, લાજ ઘણી પામ્યો રે લોલ. ૩

## ગરબી ૪૯ મી.

જ્યારે ભાગિયું ધનુષ્ય રામ, રાય આવ્યા પાસે રે લોલ;
બોલાવ્યાં જાનકીજીને તત્કાળ, રાય આવ્યા પાસે રે લોલ. ૧
ત્યાં પેરાવી દીધી વરમાળ, રાય આવ્યા પાસે રે લોલ;
થયા સુખી તે સહુ રે અપાર, રાય આવ્યા પાસે રે લોલ. ૨
વરત્યો ત્યાંહિ જે જે કાર, રાય આવ્યા પાસે રે લોલ;
તે તો ગાય શું દીવાળી દાસ, રાય આવ્યા પાસે રે લોલ. ૩

## ગરબી ૫૦ મી.

પછે મોકલ્યો બ્રાહ્મણ નામ, પુરી અજોધ્યાએ રે લોલ;
લઇ કાગળ ને ગયો થયું કામ, પુરી અજોધ્યાએ રે લોલ. ૧
બેઠા દશરથ રાજા જ્યાંય, પુરી અજોધ્યાએ રે લોલ;
રામરૂપનું ધ્યાન કરી ત્યાંય, પુરી અજોધ્યાએ રે લોલ. ૨
ગયો બ્રાહ્મણ તે રાજાની પાસ, પુરી અજોધ્યાએ રે લોલ;
તે તો વરણવે દીવાળી દાસ, પુરી અજોધ્યાએ રે લોલ. ૩

## ગરબી ૫૧ મી.

જઇ પત્રી આપી પાણ, લીજે રાય મોટા રે લોલ;
જોઈ કંકુ છાંટી માંહી, લીજે રાય મોટા રે લોલ. ૧
આપી ગોરને વાંચવા ત્યાંહિ, લીજે રાય મોટા રે લોલ;
તે તો વાંચી ગોર ફૂલાઇ, લીજે રાય મોટા રે લોલ. ૨

સ્વસ્તિશ્રી ને અજોધા ગામ, લીજે રાય મોટા રે લોલ;
વસો દશરથ ગુણના ધામ, લીજે રાય મોટા રે લોલ. ૩

## ગરબી ૫૨ મી.

લખે જનકપુરથી રાય, આપનો કિંકરો રે લોલ;
તમારે પુત્રે તોડ્યું ધનુષ્ય, આપનો કિંકરો રે લોલ. ૧
તેથી થયો તે આપણે સંબંધ, આપનો કિંકરો રે લોલ;
આપ આવજો વે'લા રાય, આપનો કિંકરો રે લોલ. ૨
એવી વાંચી વધાઈ તતકાળ, આપનો કિંકરો રે લોલ;
દીવાળી આપ્યા બ્રાહ્મણને પોશાક, આપનો કિંકરો રે લોલ. ૩

## ગરબી ૫૩ મી.

લેઇ પત્રી ને રાજા જાય, રાણીઓ પાસે રે લોલ;
વંચાવી પત્રી ને સુખ થાય, રાણીઓ પાસે રે લોલ. ૧
પછી કરી તે જાનની સોઇ, રાણીઓ પાસે રે લોલ;
નવ નગરમાં રહેશો કોઇ, રાણીઓ પાસે રે લોલ. ૨
થયા વૃદ્ધ ને બાળ તૈયાર, રાણીઓ પાસે રે લોલ;
નવ રહી દીવાળી[ બાઈ] જેવી સાર, રાણીઓ પાસે રે લોલ. ૩

## ગરબી ૫૪ મી.

વાજે ઢોલાંને શરણાઇ સાર, રાજા ચાલ્યા રે લોલ;
ગયા જનકપુરની માંય, રાજા ચાલ્યા રે લોલ. ૧
થયા સુખિયા તે લોક તમામ, રાજા ચાલ્યા રે લોલ;
થઇ ગયાં માગણનાં કામ, રાજા ચાલ્યા રે લોલ. ૨
સુણ્યું જનકે આવ્યા રાય, રાજા ચાલ્યા રે લોલ;
તે તો મળવા દીવાળી જાય, રાજા ચાલ્યા રે લોલ. ૩

## ગરબી ૫૫ મી.

સુણ્યું રામે આવ્યા બાપ, મનમાં હરખ્યા રે લોલ;

કરે જાવાની તૈયારી રામ, મનમાં હરખ્યા રે લોલ. ૧
નવ મુનિને તે કહેવાય, મનમાં હરખ્યા રે લોલ;
લક્ષ્મણજી રીઝયા ત્યાંય, મનમાં હરખ્યા રે લોલ. ૨
પણ મુનિને નવ કહેવાય, મનમાં હરખ્યા રે લોલ;
તે તો સમજ્યા દીવાળી ત્યાંય, મનમાં હરખ્યા રે લોલ. ૩

## ગરબી ૫૬ મી.

ચાલ્યા વિશ્વામિત્ર મુન્ય, દશરથ પાસે રે લોલ;
કરતા વેદને શાસ્ત્ર ધુન્ય, દશરથ પાસે રે લોલ. ૧
સાથે જનક નામ ભૂપાળ, દશરથ પાસે રે લોલ;
ગયા ગોંદરે મળી અપાર, દશરથ પાસે રે લોલ. ૨
મળ્યા રાજાને રાજા નામ, દશરથ પાસે રે લોલ;
ત્યાં થયું દીવાળી કામ, દશરથ પાસે રે લોલ. ૩

## ગરબી ૫૭ મી.

જોઇ રામજી જેવા બે બાળ, રાજા પૂછે રે લોલ;
આ વળી બીજા તે કેવા બાળ, રાજા પૂછે રે લોલ. ૧
તે તો સમજાવ્યું રાયને ગોર, રાજા પૂછે રે લોલ;
તેથી ટળી ગયો સોર બકોર, રાજા પૂછે રે લોલ. ૨
પછી ભેટ્યા બને ભૂપ, રાજા પૂછે રે લોલ;
એ તો શોભા થઇછે અનુપ, રાજા પૂછે રે લોલ. ૩

## ગરબી ૫૮ મી.

પછી ઉતારા આપ્યા રાય, લગન તો લીધાં રે લોલ;
ચઢી પીઠી તે રામજી ભૂપ, લગન તો લીધાં રે લોલ. ૧
ચઢી પીઠી તે સીતા માત, લગન તો લીધાં રે લોલ;
ચઢી પીઠી લક્ષ્મણ ભૂપ, લગન તો લીધાં રે લોલ. ૨

ચઢી પીઠી તે ભરતજી ભૂપ, લગન તો લીધાં રે લોલ;
ચઢી પીઠી તે શત્રુસૂદન, લગન તો લીધાં રે લોલ. ૩

## ગરબી ૫૯ મી.

બીજી કન્યા રાજાને કૂળ, ત્રણ મતબાલી રે લોલ;
તેને ચઢી પીઠી તત્કાળ, ત્રણ મતબાલી રે લોલ. ૧
પછે ચઢ્યા વરઘોડે રામ, ત્રણ મતબાલી રે લોલ;
તેનું કરે શું દીવાળી વખાણ, ત્રણ મતબાલી રે લોલ. ૨
બેઠા કેસરીએ ઘોડે રામ, ત્રણ મતબાલી રે લોલ;
દીવાળી તેવા ઘોડાછે (ત્યાંહી) તમામ, ત્રણ મતબાલી રે લોલ. ૩

## ગરબી ૬૦ મી.

ગાયે ગોરી પુઠેથી ગીત, ચાલ્યા રામ પરણવા રે લોલ;
નાચે ઘોડીલો તે અપરંપાર, ચાલ્યા રામ પરણવા રે લોલ. ૧
આવ્યા વરજી તે મંડળ પાસ, ચાલ્યા રામ પરણવા રે લોલ;
આવ્યાં સાસુજી તે પોંકવા સાર, ચાલ્યા રામ પરણવા રે લોલ; ૨
પોંકી લીધા તે ચાર નિરધાર, ચાલ્યા રામ પરણવા રે લોલ,
બેઠા દીવાળી મોંયરા માંય. ચાલ્યા રામ પરણવા રે લોલ. ૩

## ગરબી ૬૧ મી.

કન્યાને પધરાવી મામે ત્યાંય, બેઠાં જાનકી રે લોલ;
જોઇ રહ્યાં રાજાનું રૂપ, બેઠાં જાનકી રે લોલ. ૧
નહિ એવો તે કોઇ ભૂપ, બેઠાં જાનકી રે લોલ;
બીજી બેઠી તે ત્રણે બેન, બેઠાં જાનકી રે લોલ. ૨
તેનું વરણન થાયજ કેમ, બેઠાં જાનકી રે લોલ;
ગાય દીવાળી બાઇડિયો ગીત, બેઠાં જાનકી રે લોલ. ૩

## ગરબી ૬૨ મી.

ગાયે કૌસલ્યા કેકૈ ગીત, લઢકણી રાણી રે લોલ;

લાગે જનકજીને બીક, લટકણી રાણી રે લોલ. ૧
બીએ દાસ ને દાસી તમામ, લટકણી રાણી રે લોલ;
બીએ ગોર ને ગોરાણી સાર, લટકણી રાણી રે લોલ. ૨
એવી નારી તે રાખશે ભૂપ, લટકણી રાણી રે લોલ;
દીવાળી ગાય એમ સુમિત્રા માત, લટકણી રાણી રે લોલ. ૩

## ગરબી ૬૩ મી.

મારા છોકરા હતા સુજાણ, રાણીએ છેતર્યા રે લોલ;
રાખ્યાં મીઠડાં ઢાળી આંય, રાણીએ છેતર્યા રે લોલ. ૧
ભૂલ્યા નાનેરા બંને બાળ, રાણીએ છેતર્યા રે લોલ;
ભૂલ્યા બીજા તેવા બંને બાળ, રાણીએ છેતર્યા રે લોલ. ૨
નવ ચાલે જનકનું આંય, રાણીએ છેતર્યા રે લોલ;
રાણી કલાંઠ છે ઘરમાંય, રાણીએ છેતર્યા રે લોલ. ૩

## ગરબી ૬૪ મી.

સુણી બોલ્યાં જનકનાં નાર, દશરથ ભોળા રે લોલ;
મળી ત્રણે નારીઓ કલાંઠ, દશરથ ભોળા રે લોલ. ૧
એક ખેંચતી આમથી આમ, દશરથ ભોળા રે લોલ;
ચાલે ઘરમાં તે નારીનું તમામ, દશરથ ભોળા રે લોલ. ૨
આવી અહીં આં કરાવાને હાસ, દશરથ ભોળા રે લોલ;
તેના ગુણ ગાય શા દીવાળી દાસ, દશરથ ભોળા રે લોલ. ૩

## ગરબી ૬૫ મી.

બેની જે કૌસલ્યાનો પૂત, કાળો કપટી રે લોલ;
ભૂલી આપણી જાનકી બાઇ, કાળો કપટી રે લોલ. ૧
ભૂલ્યાં આપણે એને નેત્ર, કાળો કપટી રે લોલ;
એની માતા જેવો એ પુત્ર, કાળો કપટી રે લોલ. ૨

એની માયે તે વશ કીધો ભૂપ, કાળો કપટી રે લોલ;
તેમ એણે વશ તે કીધાં તમામ, કાળો કપટી રે લોલ. ૩

ગરબી ૬૬ મી.

એમ વિધ વિધનાં ગાય ગીત, દીવાળી શું જાણે રે લોલ;
ઉઠ્યાં પરણીને જાનકી માત, દીવાળી શું જાણે રે લોલ. ૧
ગયાં રાજાની તે પાસે સાથ, દીવાળી શું જાણે રે લોલ;
રહ્યાં મિથિલામાં દિવસ આઠ, દીવાળી શું જાણે રે લોલ. ૨
પછે જવાને થયા તૈયાર, દીવાળી શું જાણે રે લોલ;
ત્યારે રાજા તે રાખે અપાર, દીવાળી શું જાણે રે લોલ. ૩

ગરબી ૬૭ મી.

જઇ નારદે ડોલાવ્યા મુન, આવ્યા ઉઠી રે લોલ;
લેઇ હાથ તે ફરશી મુન, આવ્યા ઉઠી રે લોલ. ૧
તે તો મારવા આવ્યા સર્વ, આવ્યા ઉઠી રે લોલ;
તેનો રામજીએ ઉતાર્યો ગર્વ, આવ્યા ઉઠી રે લોલ. ૨
થઇ જે જે જે જે કાર, આવ્યા ઉઠી રે લોલ;
પામ્યા દીવાળી સુખ અપાર, આવ્યા ઉઠી રે લોલ. ૩

ગરબી ૬૮ મી.

ચાલી જાન તે અપરંપાર, સાથે કન્યા સારી રે લોલ;
આવ્યા અજોધ્યાપુર મોઝાર, સાથે કન્યા સારી રે લોલ. ૧
પેઠાં ઘરમાં તે રીતે ભાતે, સાથે કન્યા સારી રે લોલ;
ઘણા હરખ્યા દશરથ જાતે, સાથે કન્યા સારી રે લોલ. ૨
એમ થઇ રહ્યો આનંદ અપાર, સાથે કન્યા સારી રે લોલ;
જાયે દીવાળીબાઈ બલિહાર, સાથે કન્યા સારી રે લોલ. ૩

૬૯ અજોધ્યામાં.

## ગરબી ૬૯ મી.

ગાયો વિંવા તે રામજી રામ, ભજો રામ ભાવે રે લોલ;
હરખ્યાં પુરનાં વાસી તમામ, ભજો રામ ભાવે રે લોલ. ૧
થઇ ગયાં માગણનાં કામ, ભજો રામ ભાવે રે લોલ;
પરણી આવ્યા સુંદરશામ, ભજો રામ ભાવે રે લોલ. ૨
રીઝયા દશરથ તે ગુણના ધામ, ભજો રામ ભાવે રે લોલ;
દીવાળીબાઇનું થઇ ગયું કામ, ભજો રામ ભાવે રે લોલ. ૩

## ગરબી ૭૦ મી.

મૂળે ડભોઈ માંહી વાસ, ભજો રામ ભાવે રે લોલ;
પછી ગોલવા માંહિ સાર, ભજો રામ ભાવે રે લોલ. ૧
તેણે ગુણલા ગાયા સાર, ભજો રામ ભાવે રે લોલ;
ગામ વડોદરામાં મુકામ, ભજો રામ ભાવે રે લોલ. ૨
જઈ અજોધ્યા પુરી ગામ, ભજો રામ ભાવે રે લોલ;
એમ દીવાળી રખડતાં તમામ, ભજો રામ ભાવે રે લોલ. ૩

## ગરબી ૭૧ મી.

તેમાં ગાવા તે રામજી રામ, ભજો રામ ભાવે રે લોલ;
એ તો તરવાકેરૂં છે કામ, ભજો રામ ભાવે રે લોલ. ૧
નવ ભૂલવા સુંદરશામ, ભજો રામ ભાવે રે લોલ;
થશે જન્મોજનમનું કામ, ભજો રામ ભાવે રે લોલ. ૨
ગાઓ રામજી રામજી રામ, ભજો રામ ભાવે રે લોલ;
દીવાળીનું તો થઇ ગયું કામ, ભજો રામ ભાવે રે લોલ. ૩

## ગરબી ૭૨ મી.

ધન્ય વિશ્રવાનો અવતાર, ભજું રામ ભાવે રે લોલ;
નહિ આણસખાણસ સાર, ભજું રામ ભાવે રે લોલ. ૧

મારા દાદાગુરૂજી નિરધાર, ભજું રામ ભાવે રે લોલ;
તુલસીદાસના આત્મારામ, ભજું રામ ભાવે રે લોલ. ૨
તેણે કરી દીધું દીવાળી કામ, ભજું રામ ભાવે રે લોલ;
દીવાળીને દાખવ્યા રામ, ભજું રામ ભાવે રે લોલ. ૩

ગરબી ૭૩ મી.

રામ રામ રામ કહો રામ, ભાઇ રામ રામ રામ રે લોલ;
થાશે કામ કામ તમારૂં કામ, ભાઇ રામ રામ રામ રે લોલ. ૧
જાશે દુઃખડાં સર્વ તમામ, ભાઈ રામ રામ રામ રે લોલ;
થાશે સુખડાં આઠે જામ, ભાઇ રામ રામ રામ રે લોલ. ૨
એને જોઇએ તે સારી નીત, ભાઈ રામ રામ રામ રે લોલ;
તો તો દીવાળી કરશે પ્રીત, ભાઇ રામ રામ રામ રે લોલ. ૩

ગરબી ૭૪ મી.

સૂતાં બેસતાં કે'વા રામ, ભાઇ રામ રામ રામ રે લોલ;
થાઇ જાશે તમારૂં કામ, ભાઇ રામ રામ રામ રે લોલ. ૧
રીઝે રાઘવ ને સુંદરશામ, ભાઇ રામ રામ રામ રે લોલ;
રીઝે બીજા તે દેવ તમામ, ભાઇ રામ રામ રામ રે લોલ. ૨
એવા બીજા દેવ નહિ નીતિવાન, ભાઈ રામ રામ રામ રે લોલ;
દીવાળી તેજમાં જેવા ભાન, ભાઈ રામ રામ રામ રે લોલ. ૩

ગરબી ૭૫ મી.

ભજો રામને સીતા માત, તરો તમે તાપથી રે લોલ;
ભજો જાનકી ને હનમાન, તરો તમે તાપથી રે લોલ. ૧
ભજો લક્ષ્મણ ને સીતા રામ, તરો તમે તાપથી રે લોલ;
ભજો ચારેનું જો તમે નામ, તરો તમે તાપથી રે લોલ.

---

૭૪ ભાન—ભાનુ ( સૂર્ય ).

ભજો એકલા રામજી ભૂપ, તરો તમે તાપથી રે લોલ;
દીવાળી નવ કૂડું પડે એકે રૂપ, તરો તમે તાપથી રે લોલ. ૩

ગરબી ૭૬ મી.

ધન્ય ધન્ય ત્રિભોવન ભૂપ, તારી રાંડી કુંડિયો રે લોલ;
ધન્ય ધન્ય તે રાજા રામ, તારી ભલી ભુંડિયો રે લોલ. ૧
ધન્ય ધન્ય રે સુંદરશામ, તારી રાંડી કુંડિયો રે લોલ;
ધન્ય ધન્ય રે રામજી રામ, તારી ભલી ભુંડિયો રે લોલ. ૨
ધન્ય ધન્ય રે સીતા રામ, તારી રાંડી કુંડિયો રે લોલ;
ધન્ય ધન્ય દીવાળીના શામ, તારી ભલી ભુંડિયો રે લોલ. ૩

ગરબી ૭૭ મી.

ગાયો જન્મ દીવાળીબાઈ, પામી પારને રે લોલ;
ગાઇ બાળકલીલા રામ, પામી પારને રે લોલ. ૧
ગાઇ વે'વા તેકેરી વધાઇ, પામી પારને રે લોલ;
હવે રાજપદ ગાઇશ ધાઇ, પામી પારને રે લોલ. ૨
મુને કરશે ગુરૂજી સાઇ, પામી પારને રે લોલ;
દીવાળી જાશે મનથી ફૂલાઇ, પામી પારને રે લોલ. ૩

---

# रामराज्याभिषेकसमेनां

## ધોળ.

ધોળ ૧ લું.

આજ દીવાળીબાઇ કહે શિર નામી,
શરણે રાખજો અંતરજામી રે; હું તો સરવે પામી. ૧

રામના ગુણલા તે કેમ ગવાય,
દીવાળી હારી હારી સહુ જાય રે; હું તો સરવે પામી. ૨
ગાયા ગુણલા જનમકેરા સાર,
બાળલીલાકેરો નહિં પાર રે; હું તો સરવે પામી. ૩
વે'વા ગાયો રામજીકેરો,
મટીઓ ભવોભવનો ફેરો રે; હું તો સરવે પામી. ૪
હવે હું ગાઉં બેઠા રાજ,
મોટા રામજી જે મહરાજ રે; હું તો સરવે પામી. ૫
છે દીવાળીબાઇ વિધવા બાપડી,
આપી ગુરૂએ વિદ્યાકાપડી રે; હું તો સરવે પામી. ૬

## ધોળ ૨ જું.

આવ્યા પરણીને રામજી રૂપાળા,
જાનકી સાથે મળ્યા હાથેવાળા રે; હું તો આનંદ પામી. ૧
હરેફરે નગરમાં સુંદરશામ,
થયું દીવાળીબાઇનું કામ રે; હું તો આનંદ પામી. ૨
ઘેર ઘેર આનંદ ઓછવ થાય,
તે વરણે શું બાયડી સાર રે; હું તો આનંદ પામી. ૩
નિત્ય આનંદના ઘન ઉડે,
દીવાળી રામજી ફરતા બજાર રે; હું તો આનંદ પામી. ૪

## ધોળ ૩ જું.

રાજા રામ મોટા ગુણવાન,
તેવા લક્ષ્મણજી ભગવાન રે; હું તો આનંદ પામી. ૧
ભરતજીનાં છે મોટાં ભાગ્ય,
શત્રુસૂદન છે મહરાજ રે; હું તો આનંદ પામી. ૨

ધન્ય ધન્ય સીતા મારી માત,
તેવી ત્રણે બેન્ચોની વાત રે; હું તો આનંદ પામી. ૩
બાઇ થયો જોવા જેવો સંસાર,
દીવાળી આનંદી અપાર રે; હું તો આનંદ પામી. ૪

ધોળ ૪ થું.

લોક જમવાને તેડે છે રાય,
વરઘોડિયે રઘુવર જાય રે; એ તો સુખડાં મોટાં. ૧
સગા લોક જમાડે છે રામ,
થાય લોકોનું સહુ કામ રે; એ તો સુખડાં મોટાં. ૨
જમવા જાયેછે સાથે માત,
એ તો આનંદની મોટી વાત રે; એ તો સુખડાં મોટાં. ૩
એમ વારાફરતી જમેછે નાથ,
હરખે દીવાળી તો સહુ સાથ રે; એ તો સુખડાં મોટાં. ૪

ધોળ ૫ મું.

એમ થાય આનંદ ઘેર ઘેર,
તેની વરણવું હું શી પેર રે; એ તો આનંદ જૂદા. ૧
થાયે માતા મોટાં મોટા રામ,
થાયે લોકડાંકેરાં કામ રે; એ તો આનંદ જૂદા. ૨
ભજે લોક તે સીતારામ,
તેનું થાયછે ધાર્યું કામ રે; એ તો આનંદ જૂદા. ૩
એમ લીલા કરતા મારો નાથ,
દીવાળીના હરખે સહુ સાથ રે; એ તો આનદ જૂદા. ૪

ધોળ ૬ ઠું.

જાયે મૃગયાએ મારા રામ,
નવ ભૂલે જાણે શું તમામ રે; ધન્ય રાઘવજી. ૧

બીજાં કરતા વિધ વિધ કામ,
લોક હારી જાયે જોઈ હામ રે; ધન્ય રાઘવજી. ૨
કરે નામાંલેખાં મારો નાથ,
ઝલાવે વેપારીકેરા કાન રે ;ધન્ય રાઘવજી. ૩
એવી ચતુર ચારેની જોડ,
દીવાળી દીસે નહિ ખોડ રે; ધન્ય રાઘવજી. ૪

## ધોળ ૭ મું.

જાય દરબારમાં મારા નાથ,
ચારે ભાઈ તો ઝાલી હાથ રે; ધન્ય રાઘવજી. ૧
જઇ રાજાને નમતા રામ,
ગોરને કરતા નમન તમામ રે; ધન્ય રાઘવજી. ૨
બેસારે રાજા દઇ માન,
બેસે રાજાની રીતે તમામ રે; ધન્ય રાઘવજી. ૨
નવ ભૂલે રાજાકેરી રીત,
દીવાળી દીપે ઠીકા ઠીક રે; ધન્ય રાઘવજી. ૪

## ધોળ ૮ મું.

એમ જાય આવે દરબાર,
ગુણી દેખાયે અતિ સાર રે; ધન્ય રાઘવજી. ૧
જોઈ રાજા બોલ્યા એક વાર,
તેડી સુમંત મંત્રી પાસ રે; ધન્ય રાઘવજી. ૨
ભાઇ ડાહ્યાડમરા છે ચાર,
એમને સોંપીએ કંઈ કામ સાર રે; ધન્ય રાઘવજી. ૩
ત્યારે બોલ્યા મંત્રી મુખ વચન,
દીવાળીબાઇ વારતા ધન્ય રે; ધન્ય રાઘવજી. ૪

## ધોળ ૯ મું.

સોંપો રામને સેનનું કામ,
લક્ષ્મણ કોઠારીકેરે ઠામ રે; અતિ સારૂં એ. ૧
ભરતને સોંપો જુએ ભંડાર,
એમાં કેવો પામે એ સાર રે; અતિ સારૂં એ. ૨
શત્રુસૂદનને સોંપો કામ,
બ્રાહ્મણ નોતરે નિત્ય તમામ રે; અતિ સારૂં એ. ૩
એમ ચારેને સોંપો કામ,
થાય દીવાળીબાઇનું રૂડું કામ રે; અતિ સારૂં એ. ૪

## ધોળ ૧૦ મું.

સોંપ્યાં રાજાએ ચારે કામ,
જોઇએ કેવાં કરો છો તમામ રે; રૂડા રાઘવજી. ૧
લીધાં સોંપ્યાં આપે જે કામ,
સહુને સારૂં કર્યાની છે હામ રે; રૂડા રાઘવજી. ૨
પછે કરવા લાગ્યા સોંપ્યાં કામ,
તેમાં ભૂલ ન પડતી લગાર રે; રૂડા રાઘવજી. ૩
રામ જુએ છે સેનનું કામ,
કેવા યોદ્ધા મળ્યા છે તમામ રે; રૂડા રાઘવજી. ૪

## ધોળ ૧૧ મું.

જુવે છે લક્ષ્મણજી કોઠાર,
દાણોદુણી ન બગડે બા'ર રે; રૂડાં સોંપ્યાં કામ. ૧
ભરતજી જુવે છે રે ભંડાર,
કાઢે માંહીના તે માહી સાર રે; રૂડાં સોંપ્યાં કામ. ૨
શત્રુસૂદન નોતરે ભટ,

જે લાડુ જમી જાણે ઝટ રે; રૂડાં સોંપ્યાં કામ. ૩
એમ કરતા ચારે કામ,
દીવાળી રામજી દીપે અપાર રે; રૂડાં સોંપ્યાં કામ. ૪

## ધોળ ૧૨ મું.

જોઇ રામજી રૂપ રતન,
સોંપેલું કરતા કરીને જતન રે; મારા હૃદિયાં રામ. ૧
રીઝયા રાજા ત્યાં જોઇ કામ,
હૃઠે ઘેડેરા ત્યાંહી તમામ રે; મારાં હૃદિયાં રામ. ૨
નવ ભૂલ્યા રામજી એક માસ,
તેથી પો'તી મનડાકેરી આશ રે; મારાં હૃદિયાં રામ. ૩
ન ભૂલે રચ્યવો સંસાર,
દીવાળી તેની ભૂલનો પામું શો પાર રે; મારાં હૃદિયાંમાં રામ. ૪

## ધોળ ૧૩ મું.

પૂછે રાયજી કોઇ દિન રામને,
કરે બીજા તે કેવાં કામને રે; મારા વા'લા રામ. ૧
ત્યારે બોલતા રાજા રામ જી,
કરે રૂડેરાં સઘળા કામ જી રે; મારા વા'લા રામ. ૨
અમો ભૂલા પડું તો શીખવે,
એવા કારભારી છે તમામ રે; મારા વા'લા રામ. ૩
કોઇની નિંદા કરે નવ નાથ જી,
દીવાળીના રામજી કે' સારો સાથ જી રે; મારા વા'લા રામ. ૪

## ધોળ ૧૪ મું.

બી'એ કારભારી અતિ મનમાં,
ભૂલો કાઢે રામજી મોટી રે; રૂડા રામજી. ૧

કોઇને ઉપડતે ઘાંટે ના કહે,
તેથી રે'છે સુખી સહુ કોઇ રે; રૂડા રામજી. ૨
એવી ચારે ભાઇતણી ચોકડી,
માહો માંય સગાઇ છે સાંકડી રે; રૂડા રામજી. ૩
એવાં સોંપેલાં તો કર્યાં કામ,
તેથી રીઝયા દીવાળી રાય રે; રૂડા રામજી. ૪

ધોળ ૧૫ મું.

સાથે તેડી રાજા પૂતને,
જાયે જાતરા કરવા કામ રે; સાથે રૂડા રામ. ૧
જાયે જુદ્ધ કરવાને રાયજી,
ત્યારે તેડે છે ચારે કુમાર રે; સાથે રૂડા રામ. ૨
જાયે ફરવા રાજા ગામમાં,
ત્યારે હોયે ચારે સંઘાત રે; સાથે રૂડા રામ. ૩
જાયે દરશન કરવા રાયજી,
દીવાળી સાથે ચારે પૂત રે; સાથે રૂડા રામ. ૪

ધોળ ૧૬ મું.

એમ રાજાએ વિધ વિધ પારખ્યા,
તેમાં ગુણલા તે રામના અધિક રે; મારા રામજી રામ. ૧
સુખી રાજા તેથી મને ઘણા,
તેવી સુખી છે ત્રેણે માત રે; મારા રામજી રામ. ૨
એવે મામા આવ્યા ભરતના,
તે તો ભેટચા રાજાની સાથ રે; મારા રામજી રામ. ૩
હળીમળીને રહ્યા ગામમાં,
દીવાળી ઉતર્યા ધામમાં રે; મારા રામજી રામ. ૪

## ધોળ ૧૭ મું.

રહ્યા એક માસ તે ગામમાં,
પછી રાજાશુ બોલ્યા કાનમાં રે; મોકલો તમે રામને. ૧
મારે ઘેર રહેશે બાલુડા,
થાશે અમારૂં મન પરસન રે; મોકલો તમે રામને. ૨
રાજા કે' શું બોલ્યા એ તમે,
અમને હવણ થાય શે ના ગમે રે; મોકલો તમે રામને. ૩
ત્યારે મામાને લાગ્યાં ઓછડાં,
દીવાળી દીધાં ન દેવે છોકરાં રે; મોકલો તમે રામને. ૪

## ધોળ ૧૮ મું.

એમ કહીને આણ્યું ઓછડું,
જઇને મળીઆ કૈકૈ બેન રે; અમો જાશું ઘેર. ૧
ત્યારે બેન કે' કેમ બાવરા,
શે અમુઝાઓ ભાઇ આવડા રે; અમો જાશું ઘેર. ૨
ભાઇ કે' કંઇ નહિ મારી બેનડી,
રાયે મોકલ્યા ન રૂડા રામ રે; અમો જાશું ઘેર. ૩
ત્યારે બેન કે' રહો તમે બંધવા,
કાલે કહીશું દીવાળી પેર રે; અમો જાશું ઘેર. ૪

## ધોળ ૧૯ મું.

ભાઈ રહ્યા તે બેનને કહ્યે,
રાતે આવ્યા છે રૂડા રાય રે; ત્યારે રાણી પૂછે. ૧
બેસણ પાટ ઢળાવી ઉભલાં,
રાય બોલ્યા બિરાજીએ નાર રે; ત્યારે રાણી પૂછે. ૨
આ બેઠાં મારા નાથ આગળે,

કેમ સાળો દુભ્યો મારા સ્વામ રે; ત્યારે રાણી પૂછે. ૩
રાજા બોલ્યા માગે એ રામને,
દીવાળી કરે પછી શા કામને રે; ત્યારે રાણી પૂછે. ૪

### ધોળ ૨૦ મું.

રાણી રામ અમો નવ મોકલું,
મુને ગમે ન જાય એક છોકરું રે; તમે સુણો નાર. ૧
વિશ્વામિત્ર રામને લઇ ગયા,
તે દી મનડાંનાં દુઃખ અપાર રે; તમે સુણો નાર. ૨
શું કરીએ ચાલે નહિ તેહથી,
તેથી મોકલિયા બાળે વેશ રે; તમે સુણો નાર. ૩
ત્યારે કૈકૈ કહે છે મારો બંધવો,
દીવાળી અમુઝાયે મન માંય રે; તમે સુણો નાર. ૪

### ધોળ ૨૧ મું.

રાણી કે' થોડા દિવસ મોકલો,
વે'લી વળશે ચારેની જોડ રે; તમે સુણો રાય. ૧
મારા ભાઇને માઠું લાગે ઘણું,
કીજે એટલું મારૂં કાજ રે; તમે સુણો રાય. ૨
જેમ બ્રાહ્મણનું કહ્યું મન ધર્યું,
તેમ નારીનું પણ જોઇશે કર્યું રે; તમે સુણો રાય. ૩
ત્યારે રાજા પડિયો છે વિચારમાં,
દીવાળી કહીશું એહ સવારમાં રે; તમે સુણો રાય. ૪

### ધોળ ૨૨ મું.

ના ના હમણાં કહો મારા નાથજી,
પહોચે મારા મનડાકેરા કોડ રે; અમો આનંદ પામું. ૧

ત્યારે રાજા વિચારી બોલિયા,
સુણો નારી કરૂં એક કામ રે; અમો આનંદ પામું. ૨
પેહેલા રામ ને લક્ષ્મણ બે ગયા,
તે તો રહેશે મારી પાસ રે; અમો આનંદ પામું. ૩
તમો કહો ત્યારે અમો મોકલું,
દીવાળી જાશે બંધે છોકરૂં રે; અમો આનંદ પામું. ૪

## ધોળ ૨૩ મું.

જાય ભરત ને શત્રુઘ્નો જે,
વે'લા વળે રહી એક માસ રે; નવ રાખે કે'જો. ૧
ચાર અમો જોડે નવ મોકલું,
જોઈએ બે તો મારી પાસ છોકરૂં રે; નવ રાખે કે'જો. ૨
રાણી કે' નાથજી એમ કરો,
એથી રીઝશે મારો વીર રે; નવ રાખે કે' જો. ૩
પછે શયન કીધાં ભાવતાં,
દીવાળી ગુણીજન ગાતા ગીત રે; નવ રાખે કે' જો. ૪

## ધોળ ૨૪ મું.

થયો સવાર ને ઉઠ્યા રાય મોટડા,
રાણીએ કહ્યું સમજાવજો મારો વીર રે; તમે રાજા મોટા. ૧
વારૂ કહીને વળિયા છે નાથજી,
તે તો ભેટ્યા સાળાકેરી સાથજી રે; તમે રાજા મોટા. ૨
મન તેનું રાયે અતિ મનાવિયું,
લઇ જાવ મારા જીવ જેવા બે તન રે; તમે રાજા મોટા. ૩
એક માસ રાખી તમે મોકલો,
દીવાળી નવ જાવા દેશો એકલા રે; તમે રાજા મોટા. ૪

## ધોળ ૨૫ મું.

સુણી રીઝચા મામો અતિ ઘણા,
લઈ ભાણાને ચાલ્યા જાય રે; મળે ભરત મોટા. ૧
જઇ રામજીને ચરણે નમ્યા,
અમો જાઉં મામાકેરે ઘેર રે; મળે ભરત મોટા. ૨
રામ વિના ક્યમ અમો રહી શકું,
અમને વિજોગ ખાવા ધાય રે; મળે ભરત મોટા. ૩
ચાલે અમારે બધા વિના,
દીવાળી નવ વિસરૂં રાજા રામ રે; મળે ભરત મોટા. ૪

## ધોળ ૨૬ મું.

એમ શત્રુસૂદન તો મળ્યા,
થાય ગળગળા તેહ અપાર રે; ભાઇ રે'શું કેમ. ૧
હવે દરશન નહિ થાય દેવનાં,
અમો કરશું કેની સેવ રે; ભાઈ રે'શું કેમ. ૨
ધન્ય પુરવાસી આ ગામના,
નિત્ય લેશે તમારૂં નામ રે; ભાઇ રે'શું કેમ. ૩
વળી કરશે દરશન રામનાં,
થાશે દીવાળીની સહુ કામના રે; ભાઇ રે'શું કેમ. ૪

## ધોળ ૨૭ મું.

તેમને રામે ઘણા સમજાવિચા,
આવજો વે'લા·વિતે માસ રે; તમે બંધુ મારા. ૧
જેમ તેમ કરીને તે ચાલિયા,
ગયા મામાકેરી સંઘાત રે; તમે બંધુ મારા. ૨
બે દિવસે જઇ પહોંચીઆ,

ગયા મામાકેરે ઘેર રે; તમે બંધુ મારા. ૩
હવે પુરવાસી ઘણું કળકળે,
દીવાળી સહે નહિ વિજોગ રે; તમે બંધુ મારા. ૪

## ધોળ ૨૮ મું.

રાયને શું કહીએ સુત મોકલ્યા,
એમને અળખામણા છે છોકરા રે; ભાઇ કહીએ શું. ૧
જોડ વખુટી કરી રાય રીઝશે,
એને ખીજશે હરિ અપાર રે; ભાઇ કહીએ શું. ૨
એમ વિધ વિધ્ન દુઃખ પ્રજા ધરે,
તેને સમજાવે રાજા રામ રે; ભાઇ કહીએ શું. ૩
એમ દિવસ ચાલ્યા વિતતા,
દીવાળી કરે રાજનાં કામ મહારાજ રે; ભાઇ કહીએ શું. ૪

## ધોળ ૨૯ મું.

હવે સાંભળજો ભાઇ બેનડી,
રાયને આંટી તો બેની શી નડી રે; તમે સુણો સહુ. ૧
એક દિવસ રાય ખરે બપોરડે,
જુવે ચાટલામાં મુખ ઓરડે રે; તમે સુણો સહુ. ૨
મુખ નિહાળી રીઝયા રાયજી,
એવે અવનવું એક થાય જી રે; તમે સુણો સહુ. ૩
મુખ જોતાં રાજા તો ચમકિયા,
દીવાળી કેવા હુઆ તે ભિયા રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૦ મું.

ચાટલામાં મુખ નિહાળે રાયજી,
એવે અવનવું એક તો થાય જી રે; તમે સુણો સહુ. ૧

એક પળિયું તો દીઠું રાયજી,
તેથી અવનવું એક તો થાય જી રે; તમે સુણો સહુ. ૨
જોઇ પળિયું ને ભડક્યા રાય જી,
તેથી રાણી તો ઘણું કચવાય જી રે; તમે સુણો સહુ. ૩
રાજા કે' શાસ્ત્ર એમ કહે,
દીવાળી પળિયું જો માનવ લહે રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૧ મું.

જો પળિયું લહેવાય બપોરડે,
તે મેં જોયું નારી ઓરડે રે; તમે સુણો સહુ. ૧
એવો જોગ જુવે જન તેમ રે,
નારી અમારૂં મન ઘણું ડરે રે; તમે સુણો સહુ. ૨
પછે સેવકને બોલાવિયો,
જાવ તેડી લાવો તમે ગોરને રે; તમે સુણો સહુ. ૩
ચાલ્યો દાસ તે ઉતાવળો,
દીવાળી જઇ ગોરને તો તે મળ્યો રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૨ મું.

ચાલો ગોરજી તેડે રાયજી,
બેઠા રાણીકેરા અવાસ રે; તમે સુણો સહુ. ૧
ગોર કે' કેમ તેડે બપોરડે,
ભાઇ રાજાને તો શું નડે રે; તમે સુણો સહુ. ૨
ત્યારે દાસ કે'છે ઉદાસમાં,
જાણે તજી હોય સગળી આશને રે; તમે સુણો સહુ. ૩
સુણી ગોરજી આવ્યા ઉતાવળા,
દીવાળી દીઠા રાજા બે'બાકળા રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૩ મું.

પૂછ્યું રાજાને આવી ત્યાં ગોરડે,
તમને રાયજી દુઃખ કહો શું નડે રે; તમે સુણો સહુ. ૧
ત્યા રાજા કે' સરોદા શું કહે,
મધ્યાને દિસે ધોળો જો વાળ રે; તમે સુણો સહુ. ૨
તે તો નિશ્ચે નર દિન ચારમાં,
થાય કાળનું ચવાણું તેહ રે; તમે સુણો સહુ. ૩
તે વાળ લહ્યો અમે ગોર જી,
તે દીવાળી હવે શું થાય જી રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૪ મું.

ત્યારે ગોરે કાઢ્યું ટીપણું,
જોયા કુંભ મકર ને મીન રે; તમે સુણો સહુ. ૧
નથી ભય રાજાજી કંઇ આપને,
કરો એ'નું દાન મહારાજ રે; તમે સુણો સહુ. ૨
તોય રાજાનું મન નવ માનતું,
જાવની બેસો દરબાર માંય રે; તમે સુણો સહુ. ૩
અમો આવું છું તમો બેસજો,
એમ કહીને દીવાળી મોકલ્યા ગોર રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૫ મું.

ગયા ગોર તો દરબારમાં,
પછે રાજા ગયા કૌસલ્યા પાસ રે; તમે સુણો સહુ. ૧
જઇ વારતા સહુ માંડી કહી,
તમે સુણજો મારી નાર રે; તમે સુણો સહુ. ૨
અમો પળિયું દીઠું છે બપોરડે,

તે તો નારી કહું નિશ્ચે નડે રે; તમે સુણો સહુ. ૩
તેથી મારા મનની વાતડી,
તે તો દીવાળી કહું તુજ પાસ રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૬ મું.

જાણું રામને રાજા તો હું કરૂં,
બેસાડું જીવતાં રાજ્યાસન રે; તમે સુણો સહુ રે. ૧
ત્યારે નારી કે' કયમ થાય નાથજી,
રાય જીવતાં રાજ્યાસન રે; તમે સુણો સહુ. ૨
રાય કે' એવું થાય છે ને થશે,
ત્યારે રાણી કે' જેવી રાયની મત રે; તમે સુણો સહુ. ૩
એમ કહીને ગયા તે કૈકૈની કને,
દીવાળી કે' રાજા અટવાય છે મને રે; તમે સુણો સહુ. ૪

## ધોળ ૩૭ મું.

કૈકૈ પાસે જઇ રાજા બોલિયા,
રાણી આજ ચેન ન પડે અમ કાયા રે; તમે સુણો નાર. ૧
જીવ અમૂઝાય ને અટવાય છે,
કાંઈ દુઃખડાં મનમાં અતિ થાય રે; તમે સુણો નાર. ૨
ગમતું નથી ઘર અને આંગણે,
તેનું કરવું કયમે મારે નાર રે; તમે સુણો નાર. ૩
ત્યારે કૈકૈ રાજાશું બોલિયાં,
દીવાળી સાંભળોને દશરથ રાય રે; તમે સુણો નાર. ૪

## ધોળ ૩૮ મું.

કયમ ગમતું નથી મારા નાથજી,
ગયા પુત્ર આવશે કાલે સાથ રે; તમે સુણો રાય. ૧

બહુ પ્રીત બાંધી તમે નાથ જી,
રાખો હૈડું સ્વામી તમે હાથ રે; તમે સુણો રાય. ૨
રામ લક્ષ્મણ બંધે છે તમ કને,
પછે ચિંતા કશી મન માંય રે; તમે સુણો રાય. ૩
કાલે મારો ભરતજી આવશે,
દીવાળી કરે તમ કને લાડ રે; તમે સુણો રાય. ૪

## ઘોળ ૩૯ મું.

ત્યારે રાજા બોલ્યા મુખ વીલડે,
નારી એ પણ હૈડે હુંને નડે રે; તમે સુણો નાર. ૧
મારે ચાર પુત્રની છે બેલડી,
તે તો વખુટો મેં નવ લહેવાય રે; તમે સુણો નાર. ૨
તોય ચિંતા નથી મારા મનમાં,
નારી ટાઢક છે અતિ તનમાં રે; તમે સુણો નાર. ૩
મામાને ઘેર ગયા છે બાળકા,
દીવાળી તે મને છે અતિ લાડકા રે; તમે સુણો નાર. ૪

## ઘોળ ૪૦ મું.

મને એક ચિંતા ઉપની છે કારમી,
તે તો તને કહું છું આ વારમી રે; તમે સુણો નાર. ૧
મધ્યાને ચાટલામાં મેં મુખ ભાળિયું,
જોયું પળિયું નારી સુખ ટાળિયું રે; તમે સુણો નાર. ૨
તેથી મનડું મારૂં કચવાય છે,
તન લોથપોથ અતિ થાય છે રે; તમે સુણો નાર. ૩
તે કે'વા આવ્યા અમો તમ કને,
દીવાળી ગમ્યું નહિં જ્યારે તને મને રે; તમે સુણો નાર. ૪

## ધોળ ૪૧ મું.

ત્યારે કૈકે માતા બોલિયાં,
ઘણું હસી મનડામાં ડોલિયાં રે; તમે સુણો સ્વામ. ૧
એવા વે'મ ખાય છે નાથ નારીઓ,
નાથ હવે તમથી તો હારી નારીઓ રે; તમે સુણો સ્વામ. ૨
પળિયું દીઠું એમાં તે શું થયું,
જેને પળિયું તેનું મોત આવી ગયું રે; તમે સુણો સ્વામ. ૩
એવાં ઘે'લાં કાઢો શું નાથ જી,
દીવાળી હસશે દુરજન સાથ જી રે; તમે સુણો સ્વામ. ૪

## ધોળ ૪૨ મું.

એમ કરીને હસતાં કૈકૈ માવડી,
રાજા તમને વાત કરતાં નવ આવડી રે; તમે સુણો સ્વામ. ૧
તમે પળિયું દીઠું કહી મુને છેતરો રે,
અમને સ્વામી તમે દુઃખડાં શું ભરો રે; તમે સુણો સ્વામ. ૨
એમ કહીને રડેછે માવડી,
દીવાળી વાત કરતાં નવ આવડી રે; તમે સુણો સ્વામ. ૩
રડે છે મોટે મોટે ડુશકે,
દીવાળી રાજા મન અમુઝાય રે; તમે સુણો સ્વામ. ૪

## ધોળ ૪૩ મું.

રાજા કે' રડે શે તું ઘેલડી,
મારી સાંભળી લેને વાત પે'લડી રે; તમે સુણો નાર. ૧
મારે શું કે'વું તે નવ સાંભળે,
લાગી રડવા તે સૌ કોઇ સાંભળે રે; તમે સુણો નાર. ૨
એવાં ગાંડાં કા'ડે શું ઘેલડી,

મારી સાંભળી લેને વાત પે'લડી રે; તમે સુણો નાર. ૩
ત્યારે છાનાં રહ્યાં મારી માવડી રે,
દીવાળી વાત કરતાં સારી આવડી રે; તમે સુણો નાર. ૪

ઘોળ ૪૪ મું.

મારી માડી જુવે નહિ રાજા સામને,
તેમ તેમ રાજા તો દુઃખ ધરે છે મને રે; તમે સુણો નાર. ૧
શું કે'વું છે તે કહો નાથ જી,
હવે અમારો કો રાય સાથ જી રે; તમે સુણો સામ. ૨
જો પળિયું જોઇ તમે પાછા પડ્યા,
એ તો અમને શોક ઝાઝા અડ્યા રે; તમે સુણો નાર. ૩
ત્યારે દશરથ રાજા બોલિયા,
દીવાળી અતિ મન ડોલિયા રે; તમે સુણો નાર. ૪

ઘોળ ૪૫ મું.

એ તો નિરમ્યું થાય છે મારા નાથનું,
તેમાં ચાલે ન કોઇએ સાથનું રે; મારી વા'લી વામ. ૧
દેહડી પડવાની તોય તે ડરે,
કંઇ કંઇ બુટ્ટા નારી તે કરે રે; મારી વા'લી વામ. ૨
ત્યારે મનડું તો રાણી મનાવીએ,
ચિત્ત ભ્રમ થાતા ને શમાવીએ રે; મારી વા'લી વામ. ૩
મેં મારા મનડામાં એક અવિધારિયું,
તે તો સુણો દીવાળી તમે નાર રે; મારી વા'લી વામ. ૪

ઘોળ ૪૬ મું.

મારા મનમાં નારી એ વશ્યું,
આપું રામને જીવતાં રાજ રે; મારી વા'લી વામ. ૧

---

૪૫ બુટ્ટા—યુક્તિઓ તર્ક. અવિધારિયું—નિશ્ચય કર્યો.

તે કે'વા આવ્યો નારી તું કને,
એ તને ગમે કે ના ગમે રે; મારી વા'લી વામ. ૨
ત્યારે કેકૈ માતા બોલિયાં,
એ તો સારી કરોછો તમે વાત રે; મારા સાચા સ્વામ. ૩
મારા મનડામાં એ તો બહુ ગમ્યું,
સારૂં સૂઝ્યું દીવાળી સ્વામ રે; મારા સાચા સ્વામ. ૪

ધોળ ૪૭ મું.

ત્યાંથી રાજા તો ઉઠી ચાલિયા,
ગયા સુમિત્રાને ધામ રે; તમે સુણો સહુ. ૧
નારીએ પાટ તો પાથર્યા,
ઉપર ગલીચા બહુ આથર્યા રે; તમે સુણો સહુ. ૨
આવી રાજા તો બેઠા બેસણે,
ત્યારે સુમિત્રા ઉભાં કણકણે રે; તમે સુણો સહુ. ૩
કેમ સ્વામી લેવાયા મનમાં રે,
દીવાળી કંઇ દિસેછે દુઃખ તનમાં રે; તમે સુણો સહુ. ૪

ધોળ ૪૮ મું.

ત્યારે રાજા બોલ્યા રીઝથી,
તમે સુણો મારી નાર રે; મારા મનડાની વાત. ૧
આજ મધ્યાને મુખ જોયું આટલે,
ત્યારે મેં દીઠું પળિયું એક રે; મારા મનડાની વાત. ૨
નારી શાસ્ત્રમાં તો એવું લખ્યું,
જુએ મધ્યાન્હે પળિયું કોઈ રે; મારા મનડાની વાત. ૩

---

૪૭ આથર્યા ( આસ્તર્યા )–બિછાવ્યા. કણકણે–ધીમે ધીમે બોલે કે સહેજ કંપે.

તે તો નિશ્ચે મરે થોડે દિને,
તેથી દીવાળી ચિંતા થઇ છે મને રે; મારા મનડાની વાત. ૪

## ધોળ ૪૯ મું.

ત્યારે રાણી મન અમુઝાય છે,
સ્વામી તમે કરી શી વાત રે; મારી દેહડી કાપી. ૧
રાય બોલાવો તમે ગોરને,
કરો પુણ્ય ને વળી દાનને રે; મારી દેહડી કાપી. ૨
રાય પુણ્યે પાપ ઠેલાય છે,
રાય દુ:ખના ડુંગરા રેલાય છે; મારી દેહડી કાપી. ૩
રાય પાણી વિના જેવાં માછલાં,
દીવાળી તેવાં તે સહુ અમે મળ્યાં રે. મારી દેહડી કાપી. ૪

## ધોળ ૫૦ મું.

રાજા કે' મનમાં ઓછું નવ લાવશો,
હું તો કરવાને આવ્યોછું વાત રે; તમે સુણો સ્વામ. ૧
રામને આપું જીવતાં રાજને રે,
એવું મારા મનમાં વસિયું નાર રે; તમે સુણો સ્વામ. ૨
તે કે'વાને આવ્યો તારી કને,
મારા મનમાં ગોઠે નહિ મને રે; તમે સુણો સ્વામ. ૩
ત્યારે માતા સુમિત્રા બોલિયાં,
દીવાળી સારી કરી એ વાત રે; તમે સુણો સ્વામ. ૪

## ધોળ ૫૧ મું.

ત્યાંથી રાજા ઉઠી ચાલિયા,
ગયા સભામાં મન ના મા'લિયા રે; જઇ તેડચા ગોર. ૧
પછે પૂછ્યું તે રાય પ્રધાનને,

આપું રામને હું તો રાજ રે; જઇ તેડચા ગોર. ૨
ત્યારે પ્રધાન કે' ભલું રાય જી,
એ તો રૂડેરૂં ઘણું થાય જી રે; જઈ તેડચા ગોર. ૩
પછે પૂછ્યું તે બ્રાહ્મણ સર્વને,
પછે દીવાળી પૂછિયું શેઠને રે; જઈ તેડચા ગોર. ૪

## ધોળ ૫૨ મું.

પછે શૂદ્રની જાતિ સર્વને,
પૂછ્યું રાયે તજી મન ગર્વને રે; જઇ તેડચા ગોર. ૧
સહુએ મળીને ત્યાં હા કહ્યું,
રાય રૂડા તમારા વિચાર રે; જઇ તેડચા ગોર. ૨
ત્યારે રાજા અતિશે રીઝિયા,
ધન્ય ધન્ય અમારાં ભાગ્ય રે; જઇ તેડચા ગોર. ૩
જે તે મળિયા સહુ સુજને,
દીવાળી હરિલાલ કહે તુજને રે; જઇ તેડચા ગોર. ૪

## ધોળ ૫૩ મું.

પછે મુહૂર્ત્ત પૂછ્યું ત્યાં રાયજી,
કાઢો મુહૂર્ત્ત તમે ગોરજી રે; જેમ થાયે શુભ. ૧
ત્યારે ધન મકર ગણે ગોરજી,
કોઇ ત્યાં કરતું નહિ કંઈ સોરજી રે; જેમ થાયે શુભ. ૨
ત્યાં મુરત દ્વાદશી ધારિયું,
તેથી આનંદની થઇ રેલ રે; જેમ થાયે શુભ. ૩
બેઠા ત્યાં રાયજી દરબારમાં,
દીવાળી સુખ દુઃખ જેને સમાન રે; જેમ થાયે શુભ. ૪

---

૫૨ હરિલાલ—હરિના લાલ (લાડકવાયા) અર્થાત્ હરિભક્ત.

## પદ ૫૪ મું.

રાજા કે' ગોર રખે ભૂલતા રે,
જુઓ મુરત સારૂં થાય રે; જેમ થાયે શુભ. ૧
ત્યારે ગોર કે' કેમ ભૂલિયે,
રાત દા'ડો અમારૂં એ કામ રે; જેમ થાયે શુભ. ૨
પછે કચેરીમાંથી રાય ઉઠિયા,
મનમાં હરખ તો ન સમાય રે; જેમ થાયે શુભ. ૩
પછે ગયા કેકૈ પાસ રાય જી,
દીવાળી સુખીઆ અતિશે થાય જી રે; જેમ થાયે શુભ. ૪

## પદ ૫૫ મું.

ત્યારે કેકૈ માતા બોલિયાં,
ક્યારે મુરત લીધું નાથ રે; તે જણવો સ્વામ. ૧
ત્યારે રાજા કે'છે બારશ ઢુંકડી,
નારી કે' મળિયો સારો જોગ રે; તે જાણવો સ્વામ. ૨
પણ ભરતજી ક્યમ આવશે,
એ ચિંતા મારે મન રે; તે જાણવો સ્વામ. ૩
ત્યારે રાજા બોલ્યા રીઝમાં,
દીવાળી કાલે આવે મારો તન રે; તે જાણવો સ્વામ. ૪

## પદ ૫૬ મુ.

પછે રામજી ગયા માતા કને,
ત્યારે રીઝી બોલ્યાં માત રે; ભાઇ રાજા થાવ. ૧
અમને રામજી તમે સંભાળજો,
નવ વિસરશો લગાર રે; ભાઇ રાજા થાવ. ૨
ત્યારે રામજી કે' માશું બોલિયાં,

આપો તમે સહુ રાજ રે; ભાઇ રાજા થાવ. ૩
ત્યારે માતા હસીને ભેટિયાં,
મારા રાઘવનાં દુઃખ મેટિયાં રે; ભાઈ રાજા થાવ. ૪

## ધોળ ૫૭ મું.

પછે રામ ને લક્ષ્મણ ચાલિયા,
ગયા સુમિત્રાની પાસ રે; જઇ લાગ્યા પાય. ૧
ત્યારે માતા સુમિત્રા બોલિયાં,
રામ રે'જો તારૂં સહુ રાજ રે; જઇ લાગ્યા પાય. ૨
તમે ચારે ભાંડુ હળીમળી,
ભાઇ કરજો સુખે રાજ રે; જઇ લાગ્યા પાય. ૩
ત્યારે રામજી કે'છે રાજા એ સહુ,
દીવાળી હું તો રાજાની પાસે રહું રે; જઇ લાગ્યા પાય. ૪

## ધોળ ૫૮ મું.

પછે ગયા રે કેકૈ માતા કને,
ત્યાં સુણિયા બેઠા રાય રે; ગયા બંધુ બે. ૧
જઇ પાગે રે લાગ્યા માતને,
ત્યારે કેકૈએ પૂછી વાતને રે; ગયા બંધુ બે. ૨
ભાઇ ભરતજીને તું પાળજે,
મનનો મેલ રાઘવ ટાળજે રે; ગયા બંધુ બે. ૩
ત્યારે રાઘવ રાજા બોલિયા,
માડી ભરત કરશે રાજ રે; ગયા બંધુ બે. ૪

## ધોળ ૫૯ મું.

પછે પિતા પાસે રામ બોલિયા,
મારો ભરત ન આવે ભાઇ રે; નવ બેસું રાજ. ૧

ત્યારે રાજા કે' તેડાવું કાલ હું;
તેની ચિંતા ન કરેશ મન તુંય રે; નવ બેસું રાજ. ૨
પછે રાઘવજી તો ઉઠિયા,
ગયા સેજાએ મહારાજ રે; નવ બેસું રાજ. ૩
પછે લક્ષ્મણજી તો ચાલિયા,
દીવાળી ઘણું મનડા માંહે મા'લિયા રે; નવ બેસું રાજ. ૪

## ધોળ ૬૦ મું.

જઈ પોઢણ કીધાં રામ જી,
ત્યારે પૂછે સીતા માત રે; કંઈ સાંભળ્યું સાર. ૧
મારા નાથજી જોઈ હું તો વાટડી,
બેઠી છું સુણવા માટડી રે; કંઇ સાંભળ્યું સાર. ૨
તે કે'તા નથી તમે કંથ જી,
મારી સખી લાવી કંઈ વાત રે; કંઈ સાંભળ્યું સાર. ૩
ત્યારે રામજી બોલ્યા આનંદથી,
દીવાળી મુને રાજા આપે રાજ રે; કંઈ સાંભળ્યું સાર. ૪

## ધોળ ૬૧ મું.

પછે માતાજી તો પોઢિયાં,
મોટે પ્રભાતે ઊઠ્યા નાથ રે; દંતધાવન કીધાં. ૧
પછે ભાઈબંધ મળવા આવિયા,
તે તો રાઘવને બહુ ભાવિયા રે; દંતધાવન કીધાં. ૨
તે કે'તા રામજીને સાનમાં,
કોઈ જઇને કે'તા કાનમાં રે; દંતધાવન કીધાં. ૩
ભાઈ રાજા રામજી થાય છે,
દીવાળી અમારે મોટી સા'ય છે રે; દંતધાવન કીધાં. ૪

## ધોળ ૬૨ મું.

પછે ખટકર્મને પરવારિયા,
જાય કચેરીમાં રામ રે; સહુ જોતું ગામ. ૧
આંગળી કરી દેખાડતાં,
આ રામજી બેસશે રાજ રે; સહુ જોતું ગામ. ૨
ધન્ય ઘડી ધન્ય આજની રે,
મારા વા'લાજીના રાજની રે; સહુ જોતું ગામ. ૩
પછે ગયા કચેરી રામ જી,
દીવાળી રીઝચા સુંદરશામ જી રે; સહુ જોતું ગામ. ૪

## ધોળ ૬૩ મું.

જઇ કચેરીએ બેઠા રાય જી,
પૂછે પ્રધાન તે શું કામ જી રે; છે આનંદ આજ. ૧
ભાઇ પડો વજડાવો તમે પુરમાં,
સહુ રંગાએ પુર ગામ રે; છે આનંદ આજ. ૨
વારૂ કહીને પ્રધાન ચાલિયા,
તે તો મનડામાં બહુ મા'લિયા રે; છે આનંદ આજ. ૩
પુરમાં પડો વજડાવિયો,
તે તો મનડામાં બહુ ભાવિયો રે; છે આનંદ આજ. ૪

## ધોળ ૬૪ મું.

પછે રંગારા બોલાવિયા,
ત્યાં તો ચિત્ર સારાં થાય રે; છે આનંદ આજ. ૧
એમ પુર બાધું રંગાઇ ગયું,
સાંજે જાણ તો રાજાને થયું રે; છે આનંદ આજ. ૨
લોક આનંદ કરે આરતી,

હવે ઉતરશે રામને આરતી રે; છે આનંદ આજ. ૩
એમ આનંદ આનંદ ત્યાં થયો,
દીવાળીનો શોક તો ત્યાં ગયો રે; છે આનંદ આજ. ૪

## ધોળ ૬૫ મું.

કાંઈ તોરણ બાંધ્યાં છે તાનમાં,
કાંઈ ચંદરવા અતિ માનમાં રે; છે આનંદ આજ. ૧
કાંઈ આસોપાલવ આણિયા,
કાંઇ ભોગ ઘણા મન માણિયા રે; છે આનંદ આજ. ૨
કાંઇ ધૂપ તો સારા કર્યા,
કાંઈ સાથીઆ તો સારા ભર્યા રે; છે આનંદ આજ. ૩
કાંઈ રાજમે'લ રંગાઇ ગયા,
દીવાળી આનંદ તો અતિશે થાય રે; છે આનંદ આજ. ૪

## ધોળ ૬૬ મું.

પછે જોવાને રાજા નીકળ્યા,
તે તો પામ્યા આનંદ અપાર રે; છે આનંદ આજ. ૧
જોઇ જુગતી ધામો ધામમાં,
આપ્યા ગરીબને ભંડાર રે; છે આનંદ આજ. ૨
એમ પુર આખું શણગારિયું,
દીવાળીનું કારજ સારિયું રે; છે આનંદ આજ. ૩
ધન્ય ઘડી ને ધન્ય એ દા'ડલો,
દીવાળીબાઇને મળિયો જ્ઞાનનો સાડલો રે; છે આનંદ આજ. ૪

## ધોળ ૬૭ મું.

પછે રાતે ગયા રંગમે'લમાં,
જઇ બેઠા કે' પાસ રે; છે આનંદ આજ. ૧

વાતો કરી પછે ગામ ધામની,
ત્યાં અસવારી આવી રામની રે; છે આનંદ આજ. ૨
જઈ પાગે લાગ્યા માતને,
પછે પિતાને પૂછી વાતને રે; છે આનંદ આજ. ૩
મારો ભરતજી ક્યારે આવશે,
દીવાળી રાજનું ત્યારે ફાવશે રે; છે આનંદ આજ. ૪

## ધોળ ૬૮ મું.

રાજા બોલ્યા કે મોકલ્યો રાયકો,
તે તો લઇને આવશે ભાયકો રે; છે આનંદ આજ. ૧
પછે રામજી ત્યાંથી ઉઠિયા,
જઇ મળ્યા સુમિત્રા માત રે; છે આનંદ આજ. ૨
માતા શત્રુસૂદન કાલે આવશે,
આજ રાયકો મોકલ્યો રાય રે; છે આનંદ આજ. ૩
ત્યારે માતા મનમાં હરખિયાં,
દીવાળી નયણાં રામનાં પરખિયાં રે; છે આનંદ આજ. ૪

## ધોળ ૬૯ મું.

પછે માતા કૌસલ્યાને ભેટિયા,
તેના તનનાં દુઃખડાં મેટિયાં રે; મારા રાઘવ રાય. ૧
આજ દશમ છે મારા રામ જી,
ક્યારે આવશે ભરતજી નામ જી રે; મારા રાઘવ રાય. ૨
માતા કાલે તે ભરતજી આવશે,
માડી ત્યારે તે મુને ફાવશે રે; મારા રાઘવ રાય. ૩
પછે ત્યાંથી ઉઠીને રામ ચાલિયા,
દીવાળી મનડામાં મા'લિયા રે; મારા રાઘવ રાય. ૪

## ઘોળ ૭૦ મું.

જઇ સેજ્યાએ સૂતા રામ જી,
મારી માતાનું થઇ ગયું કામ જી રે; મારા રાઘવ રાય. ૧
વળી પ્રભાતે રાય ઉઠીઆ,
ગયા રાજસભાની માંય રે; મારા રાઘવ રાય. ૨
હવે દહાડો રહ્યો એક આડમાં,
મુઆ દૈવે કર્યાં કુડાં કામ રે; મારા રાઘવ રાય. ૩
તોય એકાદશીનો દા'ડલો,
ગાય દીવાળી ગ્યાનનો સાડલો રે; મારા રાઘવ રાય. ૪

## ઘોળ ૭૧ મું.

ઘેર ઘેર ઓછવ થાય છે,
મારા રાઘવજી ત્યાં જાય છે રે; રૂઘુનંદન જી ૧
લોક તેડે છે વારા ફરતી,
સહુ જનની આશા સરતી રે; રૂઘુનંદન જી. ૨
ઘેર ઘેર તોરણ બાંધિયાં,
કંઇ નિશાન સારાં સાંધિયાં રે; રૂઘુનંદન જી. ૩
એમ આનંદ પૂર વરતાઈ રહ્યો,
દીવાળી દુઃખનો દિન જાતો રહ્યો રે; રૂઘુનંદન જી. ૪

## ઘોળ ૭૨ મું.

કોઇ રામજી રામજી ગાય છે,
કોઇ દશરથના ગુણ ગાય છે રે; રૂઘુનંદન જી. ૧
કોઇ લક્ષ્મણને બોલાવતા,
કોઇ સખી જાય સીતા પાસ રે; રૂઘુનંદન જી. ૨

કોઇ માતાને જઈ ભેટતાં,
કોઇ દુઃખડાં મનનાં મેટતાં રે; રૂઘુનંદન જી. ૩
કોઇ સુખડાંને સંભારતાં,
દીવાળી દુઃખડાં વિસારતાં રે; રૂઘુનંદન જી. ૪

## ધોળ ૭૩ મું.

ત્યાં શેઠ લોક કરતા સજાઇ,
કાલે રામજીને સેલું આપીએ ભાઇ રે; ધન્ય કાલનો દિન. ૧
કોઇ તો પાઘડી આપવા ધારે,
કોઇ તો બંધે વાનાં વિચારે રે; ધન્ય કાલનો દિન. ૨
કોઇ કંઠી તો રામજીને સારૂં,
તે આપેથી મન રીઝે મારૂં રે; ધન્ય કાલનો દિન. ૩
કોઇ પાંચે પોશાક ધારે,
દીવાળી જેવું ઘર તેવું વિચારે રે; ધન્ય કાલનો દિન. ૪

## ધોળ ૭૪ મું.

કોઇ તો ઘરની કરે રૂડી સોઈ,
મૂકે ચાટલાં જોઈ જોઇ રે; ધન્ય કાલનો દિન. ૧
કોઈ તો ઝમરૂખો ટંગાવે,
કોઇ નારિયેળાં ભંગાવે રે; ધન્ય કાલનો દિન. ૨
કોઇ તો પ્રસાદ વેહેંચાવે,
એવો આનંદ સહુને કા'વે રે; ધન્ય કાલનો દિન. ૩
માંહોમાંહી કરે કોઇ વાતો,
દીવાળી જોઇશું કાલે જાત જાતો રે; ધન્ય કાલનો દિન. ૪

## ધોળ ૭૫ મું.

કોઇ બાઈડિયો ગીત ગાયે,
કોઇ વધાવા વંચાયે રે; ધન્ય કાલનો દિન. ૧

કોઈ લે'ણું પૂછાવે છે સારૂં,
કોઇ વિસારે સહુ લારૂં રે; ધન્ય કાલનો દિન. ૨
કોઇ તોરણ બાંધે ચારે પાસે;
કોઈ તો કરે છે કંઇ કંઈ આશે રે; ધન્ય કાલનો દિન. ૩
બેઠા બ્રાહ્મણ ઘેરે ઘેર,
દીવાળી બારશની રૂડી પેર રે; ધન્ય કાલનો દિન. ૪

## ઘોળ ૭૬ મું.

દીવાળી જાય રામજી જ્યારે ક્યારી,
ત્યારે પૂરે આશા તે તો અમારી રે; ધન્ય કાલનો દિન. ૧
દીવાળી બેઠા માગણ કરી તૈયારી,
પૂરશે રામજી આશા અમારી રે; ધન્ય કાલનો દિન. ૨
દીવાળી બેઠી માળણ ફૂલડાં ઝાલી,
પૂરશે રામજી આશા અમારી રે; ધન્ય કાલનો દિન. ૩
દીવાળી રામજીનાં ઘર પાસે,
બેઠા માગણ તે તો આશે રે; ધન્ય કાલનો દિન. ૪

## ઘોળ ૭૭ મું.

ત્યાં કોઇ સીતાજીને સંભારે,
ત્યાં કૌસલ્યાને ધારે રે; કાલે રાજા થાશે. ૧
કોઇ લક્ષ્મણજીને જઈ ભેટે,
સહુ આશાએ દુઃખ મેટે રે; કાલે રાજા થાશે. ૨
એમ આનંદ અપરમપાર થાયે,
તે તો દીવાળી કેઈ પેર ગાયે રે; કાલે રાજા થાશે. ૩
એવે દેવને ચિંતા થાયે,
મુઆ દેવને અજંપો થાયે રે; કાલે રાજા થાશે. ૪

---

૭૫ લારૂ–લાહારૂ.

## ધોળ ૭૮ મું.

ભરી સભા દેવ ત્યાં બોલે,
જો થાશે રામજી રાજા રે; તો તો દુઃખડાં રે'શે. ૧
ત્યારે બ્રહ્મા ત્યાં બોલ્યા મુખે,
આણો રાઘવજીને દુઃખે રે; તો તો દુઃખડાં રે'શે. ૨
નવ થાયે જો રાજા રામ,
તો તો થાયે દેવનાં કામ રે; તો તો દુઃખડાં રે'શે. ૩
પછે ત્યાં દેવે વિચારી છે વાત,
દીવાળી આડી રહી એક રાત રે; તો તો દુઃખડાં રે'શે. ૪

## ધોળ ૭૯ મું.

પછે કરી કુબડીને તૈયાર,
તે તો જઈ ભેટી કૈકૈ માત રે; તેણે કૂડું કીધું. ૧
ત્યારે થયા કૂડામાં દેવતા જી,
એમને કોણ કે' દેવતા દાજી રે; તેણે કૂડું કીધું. ૨
તે તો જાણે ના કોઇ વાત,
એવા છાના કરે છે દેવતા ઘાય રે; તેણે કૂડું કીધું. ૩
હવે પુરમાં આનંદ તો નવ માય,
ક્યારે સાંજ થઈ રાતડી જાય રે; તેણે કૂડું કીધું. ૪

## ધોળ ૮૦ મું.

હવે રાજાએ તેડ્યા ગોર,
બીજાને કે'છે મૂકો સોર રે; તમે લાવ્યા શું. ૧
કરૂં ઉમંગથી અભિષેક,
નવ વિસરશો કાંઇ રેખ રે; તમે લાવ્યા શું. ૨
જે જોઇએ તે લેજો દામ,

કરજો સારૂં સારૂં સહુ કામ રે; તમે લાવ્યા શું. ૩

કે'છે પ્રધાનને ભૂપાળ,

લેજો દીવાળીની સંભાળ રે; તમે લાવ્યા શું. ૪

## ઘોળ ૮૧ મું.

ત્યારે બોલ્યા ગોર વચન,

રાય થાશો તમે પ્રસન્ન રે; અમે લાવ્યા સહુ. ૧

જે જે જોઇએ મંગળ કરવા,

જે જે જોઇએ સામગ્રી ધરવા રે; અમે લાવ્યા સહુ. ૨

તે અમે અમારૂં ના વિસરિયે,

લખી કાગળમાં સહુ ભરિયે રે; અમે લાવ્યા સહુ. ૩

સાત સાગરનું લાવ્યા પાણી,

દીવાળી આપ્યું પ્રધાને સહુ આણી રે; અમે લાવ્યા સહુ. ૪

## ઘોળ ૮૨ મું.

રાજા કહે હવે ખૂટે છે કાંઈ,

કાલે દોડાવશો મા રાઈ રે; તમે મારા ગોર. ૧

કાલે આનંદનો દા'ડો સારો,

કેમ જીવ ઉંચો થયો મારો રે; તમે મારા ગોર. ૨

લોક વધાઈ લઈ લઈ આવે,

તે તો મારા મનમાં ભાવે રે; તમે મારા ગોર. ૩

પણ કોઇનું ન લેશો હમણાં,

દીવાળી કાલે થશે સહુ ભેગું રે; તમે મારા ગોર. ૪

## ઘોળ ૮૩ મું.

એમ સહુને પાછા વાળે,

એવે સાંજ પડી સહુ ભાળે રે; અતિ આનંદ થાય. ૧

ઘેર ઘેર દીવાની રૂડી હાર્યો,
ત્યાં તો આનંદનો ઘન હાર્યો રે; અતિ આનંદ થાય. ૨
રૂડી ચાટલાંની છે સોઈ,
તેણે મનડાં જાયે મોહી રે; અતિ આનંદ થાય. ૩
રાખ્યું કાલને કાજે સારૂં,
તોય દીવાળી શુંય વખાણું રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૪ મું.

એમ આનંદ આનંદ જોઈ,
ગયા રાજા કેકૈ પાસે રે; અતિ આનંદ થાય. ૧
પછે રામજી ગામમાં જાયે,
લોક જોઈ સુખી બહુ થાયે રે; અતિ આનંદ થાય. ૨
કોઇ બેસારે રામ બોલાવી,
તેને ઘેર જાય છે રામજી રાય રે; અતિ આનંદ થાય. ૩
એમ લક્ષ્મણ ને રામ ફરિયા,
દીવાળીએ તે આનંદ કરિયા રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૫ મું.

પછે રામજી ગયા સજ્જાયે,
પછે લક્ષ્મણજી ઘેર જાયે રે; અતિ આનંદ થાય. ૧
બેઠાં માડી વાટડી જોઈ,
કરી વિધ વિધની ત્યાં સોઈ રે; અતિ આનંદ થાય. ૨
માજી બોલ્યાં મુખથી સારૂં,
આજ તો સજ્જાએ નહિ સૂવાય રે; અતિ આનંદ થાય. ૩
કાલે રાય રાજ્યે તમે બેસો,
આજ તો દુઃખડાં માંહે પેસો રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૬ મું.

મારા વા'લાજી સૂઓ બોમે,
ત્યારે રામજી કે' તમે તેમ રે; અતિ આનંદ થાય. ૧
પછે દર્ભ આસનમાં સૂતા,
તે તો દીવાળીના મનમાં ખૂંતા રે; અતિ આનંદ થાય. ૨
પછે જાનકી બોલ્યાં માડી,
કાલે હું તો પે'રૂં કેઇ સાડી રે; અતિ આનંદ થાય. ૩
મારા સ્વામીજી સુણો વા'લા,
દીવાળીના દીલના લાલા રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૭ મું.

જુઓ કાળી સાડી ન પે'રાયે,
મુને લાલ ના ગમે રાય રે; અતિ આનંદ થાય. ૧
ત્યમ લીલી ના પે'રાયે,
મુને પીળી ના ગમે રાય રે; અતિ આનંદ થાય. ૨
હું તો પે'રીશ ગુલાબી સ્વામી,
તમને કહું છું મુસ્તક નામી રે; અતિ આનંદ થાય. ૩
પે'રૂં દાગીના જોઈ જોઈ,
દીવાળી રે'વા દેઉં ના કોઈ રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૮ મું.

તમે કેવો પે'રશો વાગો,
મારા સ્વામી કહો મુને આજ રે; અમો આનંદ પામું. ૧
વળી તમે બાંધશો કેવો પાઘ,
તે તો કહી દ્યો મુને આજ રે; અમો આનંદ પામું. ૨
બીજું કાલે ધારશો કેવું,

તે તો પડશે મુને કે'વું રે; હું તો આનંદ પામું. ૩
એમ બોલતાં માજી રે' નહિ,
દીવાળી જાણે તે શું કે' સહી રે; અમો આનંદ પામું. ૪

## ધોળ ૮૯ મું.

વા'લી કાલની શી આજ વાત,
હજુ આડી છે એક રાત રે; મારી મીઠી રાણી. ૧
સવારે ધારૂં જે હું વાગો,
ત્યારે તારાથી જઉં નહિ આઘો રે; મારી મીઠી રાણી. ૨
તમો કહેશો તેવો અમો ધારૂં,
પણ પ્રભુને ગમે શું સારૂં રે; મારી મીઠી રાણી. ૩.
ત્યારે જંપ્યાં જાનકી માતા,
દીવાળી આનંદના આતા રે; મારી મીઠી રાણી. ૪

## ધોળ ૯૦ મું.

હવે લોક કરે છે વિચારા,
જાગ્યા આખી રાત કો સારા રે; કાલે આપવું શું. ૧
કોઇ ભેટચો જઇને તપાસે,
કોઇને ઉંઘમાં ભેટ ભાસે રે; કાલે આપવું શું. ૨
એમ આનંદ ઓછવ થાયે,
કોઈ કીરતન હરિનાં ગાયે રે; કાલે આપવું શું. ૩
કોઈ બેસવાની બેઠક ખોળે,
દીવાળીબાઇ છે રામને ખોળે રે; કાલે આપવું શું. ૪

## ધોળ ૯૧ મું.

માગણ રાત સારી નવ ઊંઘે,
થઇશું રાજા કાલે સવારે રે; બાઈ દિન ન ઊગે. ૧

---

૮૯ આતા—આત્મા (૩૫).

કોઈ તો ઉજાગરે આંખો ચોળે,
કોઈ તો ધરણીમાં સુઈ જાય રે; બાઈ દિન ન ઊગે. ૨
કોઈ કીરતન રામનાં ગાયે,
કોઈ ઊંઘમાં સુખી થાયે રે; બાઈ દિન ન ઊગે. ૩
કોઈ સ્વપ્નાં પામે છે સારાં,
બાઈ દીવાળી પામ્યાં નઠારાં રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૨ મું.

હરિજન ઊંઘમાંથી જાગ્યા ઝબકી,
સ્વપ્નાં જોઇને મુઆ હબકી રે; બાઈ દિન ન ઊગે. ૧
કાલે રામજી બેસશે રાજ્યે,
આજ સ્વપ્નાં આવાં કેમ પામું રે; બાઈ દિન ન ઊગે. ૨
થાજો ખોટું વેરીડાને ઘેરે,
મળજો રાઘવને સુખ પેરે રે; બાઈ દિન ન ઊગે. ૩
એમ રામભક્ત કરતા વાતો,
દીવાળી દુઃખડાં ધરતા જાત્યો રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૩ મું.

દીવાળી દિન તો ના ઊગાડે,
મારા રામજીને નાહિ જગાડે રે; બાઈ દિન ન ઊગે. ૧
ભાયડા કઠણ મનના બાઈ,
તે તો જગાડશે રઘુરાઇ રે; બાઈ દિન ન ઊગે. ૨
દીવાળી આનંદ આનંદ ગાઈ,
દુઃખડાંની જોઇએ નહિ મારે સાઈ રે; બાઈ દિન ન ઊગે. ૩
મુઆ દેવે દુઃખડાં દીધાં,

૯૨ જાત્યો—જાતજાતનાં, અથવા જાતિએ—પોતે.

મારા નાથનાં સુખડાં લીધાં રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૪ મું.

પોતાનું દુઃખ સંભારે દેવ,
એમની કરશો નહિ કોઇ સેવ રે; બાઈ દિન ન ઊગે. ૧
લે મારા રાઘવજીનું રાજ,
મારે કોઇ દેવનું નથી કાજ રે; બાઈ દિન ન ઊગે. ૨
મારી જાનકી વા'લી માઈ,
તેના દુઃખમાં દીવાળી સમાઈ રે; બાઇ દિન ન ઊગે. ૩
એ દુઃખ ભાયડા જાણે ગાઈ,
દીવાળી રાંડી દુઃખે દબાઈ રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૫ મું.

હું તો ચાંદાને કહું ધીમો ચાલે,
એ છે દેવ ક્યમ સામું ભાળે રે; બાઈ દિન ન ઊગે. ૧
તોય ચાંદાને દઉં દવાઈ,
તારા ગુણલા નહિ ગાઉં ભાઈ રે; બાઈ દિન ન ઊગે. ૨
ચાંદા દેવ તારા સુખમાટે,
અમને દુઃખી કરે શો સાટે રે; બાઈ દિન ન ઊગે. ૩
મુઓ ચાંદા મારૂં ના માને,
દીવાળી દુઃખી કર્યો ભગવાને રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૬ મું.

હું તો સૂરજને કહું આજે,
મારા રામજીને નવ જગાડે રે; બાઈ દિન ન ઊગે. ૧
મુઓ એ દેવતા મોટો દુઃખી,
અમને થાવા દેશે નહિ સુખી રે; બાઈ દિન ન ઊગે. ૨

એમને રાવણનાં છે દુઃખો,
મારૂં પીટયાને જઈ મૂકો રે; બાઈ દિન ન ઊગે. ૩
જોને ભોર કરે છે ભાનુ,
દીવાળી એને સુખડું લાગ્યું શાનું રે ! બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૭ મું.

હવે મૂકું ચાંદા સૂરજની વાતો,
ગુણલા ગાઉં રામના જાત્યો રે; હૃદે રામજી મોટા. ૧
ગાયો રામ જનમ મેં પે'લો,
મારો ભજનનો રંગ રેલ્યો રે; હૃદે રામજી મોટા. ૨
ગાઈ બાળલીલા મેં ઘે'લી,
મારી બુદ્ધડી તો છે ઘે'લી રે; હૃદે રામજી મોટા. ૩
ગાયો વિ'વા રામજીકેરો,
દીવાળીનો મટિયો ફેરો રે; હૃદે રામજી મોટા. ૪

## ધોળ ૯૮ મું.

ગાયાં રામરીજ સમેનાં ધોળ,
મારૂં કરશો ના કોઇ ટોળ રે; હૃદે રામજી મોટા. ૧
અરે કરજો ટોળ ને હાસી,
મારૂં ભજન જશે કંઇ નાસી રે ? હૃદે રામજી મોટા. ૨
અમે તો રામ રામ એ ગઇએ,
સુખી રાત ને દહાડો થઇએ રે; હૃદે રામજી મોટા. ૩
પે'લાં ડભોઇમાં અમો રે'તાં,
દીવાળી ગોલવે જઇ વસિયાં રે; હૃદે રામજી મોટા. ૪

## ધોળ ૯૯ મું.

ત્યાંથી રામજી મંદિર વસાવ્યું,
એની વડોદરામાં ફાવ્યું રે; મંદિર વસાવ્યું. ૧

ગાયા ગુણલા રાત ને દા'ડો,
મુએ આવ્યો માંહિ જે આડો રે; મંદિર વસાવ્યું. ૨
પછે અજોધ્યામાં વસિયાં,
રામરૂપનાં અમે રસિયાં રે; મંદિર વસાવ્યું. ૩
બાઈ વિધ્વા વિધ્વા કે'છે,
દીવાળીને દુઃખડાં દે છે રે! મંદિર વસાવ્યું. ૪

## ધોળ ૧૦૦ મું.

ગાય દીવાળી રામ રામ,
જે ગાય તેનાં થાયે કામ રે; ભજો રામજી રામ. ૧
દીવાળી પામશો મોટાં ધામ,
થઈ જાશે તમારૂં કામ રે; ભજો રામજી રામ. ૨
રામને જોઈશે સારી નીત,
બીજી જોઈશે સારી રીત રે; ભજો રામજી રામ. ૩
એને ઉંચ નીચનું નથી કામ,
દીવાળી જોઈતા નથી દામ રે; ભજો રામજી રામ. ૪

## ધોળ ૧૦૧ મું.

એણે શવરી તારી ભીલડી,
એણે અહલ્યા ઓધારી રે; ભજો રામજી રામ. ૧
એ તો માંડી છાંડી નવ જુએ,
એ તો રાંડીકુંડીનાં દુઃખ ખુએ રે; ભજો રામજી રામ. ૨
એને ભગત વા'લા સારા,
એક જોઈએ સારા વિચારા રે; ભજો રામજી રામ. ૩
મારા દાદાગુરૂએ દેખાડ્યા,
તુલસીદાસના પંથે પાડ્યાં રે; ભજો રામજી રામ. ૪

## ધોળ ૧૦૨ મું.

તમે રામ રામ રામ રામ કે'શો,
તમે ભવમાં તે પામશો પાર રે; ભજો રામજી રામ. ૧
તમે રામ સીતા હનૂમાન કે'શો,
તો તો પામશો મુક્તિધામ રે; ભજો રામજી રામ. ૨
તમે રામ સીતા લક્ષ્માણ હનૂમાન,
ચારે નામ જપો સમાન રે; ભજો રામજી રામ. ૩
તો તો તરશો ભવસંસારા.
દીવાળી બાઈ ઊતરશો પારા રે; ભજો રામજી રામ. ૪

## ધોળ ૧૦૩ જું.

રામનામથી તરે સહુ કોઈ,
દશરથનું નામ લે કોઈ જોઈ રે; તરે આ સંસારા. ૧
રામનામથી સુખની સોઈ,
કૌસલ્યાનામથી સહુ કોઈ રે; તરે આ સંસારા. ૨
રામનામથી ઊંચે મૂકાઈ,
જનકનામથી સુખના સોઇ રે; તરે આ સંસારા. ૩
રામનામથી દીવાળી બાઈ,
સહુના ગુણ ગાઈ સ્વરૂપ સમાઈ રે; તરે આ સંસારા. ૪
ભજો રામ રામ ભાઈ બાઈ,
દીવાળીના મનમાં છે દૃઢાઈ રે; તરે આ સંસારા. ૫

---

૧૦૩ દૃઢાઇ–દૃઢતા.



॥ श्रीजगदीश्वरायनमः ॥

# राधाबाइकृत

## कृष्णबाळलीला.

અભંગની ચાલનો

ગરબો.

કૃષ્ણા તુજ રાયા, નંદસુત થાયા;
કર રાધી સા'યા, ભજન કરૂં રે. ૧

ગાતી બાળલીલા, કૃષ્ણા છે હઠીલા;
ગુણ ગાઉં મિલા, કૃષ્ણા રામ રાયા. ૨

યશોદાને ઘેર, ભાવે કરી મે'ર;
વરણતી પેર, રાધીબાઈ. ૩

ધન્ય ધન્ય દેવા, કરતી તારી સેવા;
મારા પ્રાણ દેવા, હરિ હરિ રે. ૪

નંદઘેર જન્મ, કૃષ્ણા તું અજન્મ;
બાળલીલા જન્મ, ગાતી રાધી. ૫

ગોપવધૂ માંહી, કરતા કાંહી કાંહી;
રાધી ઘેઈ સાંહી, કૃષ્ણા રામ રાયા. ૬

---

૧ કૃષ્ણા-કૃષ્ણ. રાધી-રાધાબાઈને. ૨ મિલા-મિળાલા-મળ્યા. જે ગુણ મને મળ્યા છે તે ગાઉં છું. ૬ ઘેઈ-લે. અર્થાત્ લેતી. સાંહી-આલિંગન.

ગાઈ રાય દેવા, જાઈ અહમેવા;
રાધી કરે સેવા, બાળલીલા ગાતી. ૭

શકટાસુર દૈત્ય, માર્યા કંસમૈત્ય;
એવાં કર્મ નૈત્ય, દેવ કીધાં રે. ૮

મહીની ગોળી ફોડી, આહીરની જોડી;
દેવકીબાઈ છોડી, દેવા તેં રે. ૯

મહી પીધું ચોરી, મહી દિધું ઢોરી;
રાધી કરી ચોરી, કૃષ્ણ રામ રાયા. ૧૦

જમુના તીર જાય, ગાય ચારી રાય;
રાધી ગુણ ગાય, કૃષ્ણ રામ રાયા. ૧૧

ગેંદ ગયો પાણી, કાઢ્યો ચક્રપાણિ;
રાધી ગાય વાણી, દેવા સેવા કરૂં. ૧૨

કાલિનાગ નાથીં, નાચ્યા દેવા માથીં;
મળ્યા આવી સાથીં, કૃષ્ણા રામ રાયા. ૧૩

એવી કરી લીલા, અઘાસુર પીલ્યા;
કંસ થયા ઢીલા, કૃષ્ણા રામ રાયા. ૧૪

રાધી ઘેર ગેલ્રા, થોર દેવા ઝાલા;
દયા કર્ય માલા, હરિ રાધેરમણા. ૧૫

ગોપી ઘેર દેવા, ચોરી કરી દેવા;
ત્યાણી કેલી સેવા, હરિ રાધેરમણા. ૧૬

---

૮ કંસમૈત્ય–કંસના મિત્ર. નૈત્ય—નિત્ય. ૧૦ ઢોરી–ઢોળી. ગેંદ–દડો. ૧૩ નાથી–નાથ્યો. માથીં- માથા ઉપર. સાથીં–સાથીઓને. ૧૪ પીલ્યા–દુ:ખી કર્યો. ૧૫ ગેલા—ગયો. થોર–મોટો. ઝાલા–થયા. માલા–મને. ત્યાણી–તેણે. કેલી–કરી. રાધેરમણા–રાધાના સ્વામી.

પૂર્યો હરિ ઘરમાં, જેવો નાગ દરમાં;
જેવો વાઘ પિંજરમાં, ગોપી પછે ગઇ. ૧૭
ભેળી થઈ ચાર, બીજી મળી બાર;
કરી જઇ વા'ર, આજ કૃષ્ણ ઝાલ્યા. ૧૮
છડી લઈ માતા, જશોદાજી જાતાં;
ફોડું અંગ આતા, હાથ ઠીક આવ્યા. ૧૯
કહી ગોપી ઘેર, માઈ ગયાં પેર;
કાંઈ થઈ નહિ દેર, હરિ રાધેરમણ. ૨૦
ઉઘાડયું જઇ બા'ર, કૃષ્ણ નહિ સાર;
ગયાં ઘરી ત્યાર, ગોપી અને માતા. ૨૧
સુતા હરિ સાર, પારણા મોઝાર;
લઢી માતા ત્યાર, કૃષ્ણ રામ રાયા. ૨૨
ચોરટી છે ગોપી, ચોરી દે આરોપી;
સહુ નઠારી ગોપી, કૃષ્ણ રામ રાયા. ૨૩
લઢી તદા માતા, ગોપી મીલી જાતા;
મહી નિત્ય ખાતા, હરિ રાધેરમણ. ૨૪
એકદા હાથ દેવા, આવ્યા કરી સેવા;
પારણિયા દેવા, બાંધ્યા હાથ બેય. ૨૫
બાર લાવી [ ગઈ ] ગોપી, ચોરી જઈ આરોપી;
આજ પકડ્યા કે'તી ગોપી, હરિ રાધેરમણ. ૨૬
છડી લઈ હાથ, માતા ગઈ સાથ;
મારવા રાધી નાથ, ઉઘાડયું પછે બાર. ૨૭

---

૧૮ વા'ર—ફરિયાદ. ૧૯ છડી—સોટી. આતા—હવે—હમણા. ૨૦ દેર—વાર. ૨૪ તદા—ત્યારે. ૨૫ પારણિયા—પારણાસાથે. ૨૬ લાવી—અડકાવી.

જુવે તો બાંધ્યો બાળ, નથી નથી [ રે ] ગોપાળ;
જશોદા ભ્હણે આ શો ખ્યાલ, ચોર સહુ ગોપી. ૨૮
હરિ ગયા વન એક, કર્યો બકાસુરનો વિવેક;
તોડચો અસુરનો ટેક, ચંચુ ધરી ચીરી. ૨૯
ખુશી થયા ગોપ, જોઈ હરિ કોપ;
ગયા ઘેર ગોપ, સહુ હરિ સાથે. ૩૦
બીજા વન નાથ, ગયા ગોપ સાથ;
અઘાસુર સાથ, લઢ્યા રાધેરમણા. ૩૧
ઝીંકીલા અસુર, રાજી થયા સુર;
દેવા બળ પૂર, કૃષ્ણા રામ રાયા. ૩૨
એવા મોટા દેવા, રાધી કરે સેવા;
કૃષ્ણા દેવના દેવા, હરિ રાધેરમણા. ૩૩
કૂવાકાંઠી નાથ, જાતા ગોપ સાથ;
સંગી લેઈ ભાથ, બેસે જમવા. ૩૪
ગોપી ખીજે બહુ, ભેળી થઈ સહુ;
તારી માતાને કહું, જઈ આજ ઘેર. ૩૫
કા'ના ભ્હણે જાવ, ચાડિયણ થાવ;
ડરે રાધી માવ, કૃષ્ણા રામ રાયા. ૩૬
ફોડે ગોપી માટ, કરીં તે બહુ ઉચાટ;
ફરી ફોડે માટ, હરિ રાધેરમણા. ૩૭
મળે ઘરડી ગોપી, તે લે કા'નની ટોપી;

---

૨૮ ભ્હણે-કહે. ૩૨ ઝીંકીલા-જીત્યા. અસુરને જીત્યા કે ઝીક્યા. ૩૪ ભાથ—ભાતું. ૩૬ ડરે છ૦-શું રાધીનો માહાવ કૃષ્ણ ડરે એમ છે કે? ૩૭ કરીં-કરે.

તેની રસીલે આરોપી, કૃષ્ણા રામ રાયા. ૩૮

પૂછે રાધી પાસીં ,નવ જોઇ જદા દાસી;
છે શું કંચુકી પાસી, વદ માલા રાધી. ૩૯

ખીજે તવ રાધી, હસે સુણે સખાં બાધી;
રીઝે તવ રાધી, દેવા ધન્ય ધન્ય. ૪૦

કરે એવી લીલા, માતા પાસે ઢીલા;
ફરતા ઉમીલા, હરિ રાધેરમણા. ૪૧

દૂધ માગે દેવા, બપોરના મેવા;
કરે રાધી સેવા, કૃષ્ણા રામ રાયા. ૪૨

ખીજે કદા પિતા, થાય હરિ ભીતા;
અસુરને જીત્યા, હરિ દેવ દેવા. ૪૩

એવી બાળલીલા, કરીં રાધે હઠીલા;
રાધી ઉર મિલા, કૃષ્ણા રામ રાયા. ૪૪

ગાઇ બાળલીલા, સેવતી હરિલા;
રાધી ઉર મિલા, હરિ રાધેરમણા. ૪૫

વસી રામનાથ, રમતારામ સાથ;
અવધૂત નાથ સાથ, ભજતી હરિ દેવા. ૪૬

રાધેરમણા કંઠી, દુઃખની વાત વંઠી;
પડી રૂડી ગંઠી, રહુ માસ ચાર. ૪૭

---

૩૮ તેની ૯૦-તેને કૃષ્ણે આરોપિત કરી અથવા ટોપી તેને અર્પણ કરી. ૩૯ પાસીં—પાસે. માલા-મને. ૪૧ ઉમીલા—ઢુમલા. ૪૩ ભીતા-બીધેલા. ૪૫ હરિલા—હરિને. ૪૬ રામનાથ—હાથીઆખાડ દરવાજાની પાસેના મહાદેવ. રમતા રામ-તીર્થવાસી સાધુ. ૪૭ કંઠી—કંઠે અર્થાત્ મુખે

અવધૂત નાથ સાથ, આઠ માસ જઉં સાથ;
ચાર માસ રામનાથ, મધ્યે રહું વસી. ૪૮

ગાઉં હરિગુણ, રામ કૃષ્ણ ધૂન;
નવ શીત ઉન, ભજું સદા કૃષ્ણ. ૪૯

જાત્રા આઠ માસ, કરૂં ગુરૂ સાથ;
ધન્ય અવધૂત નાથ, રાધી ગાય ગુણ. ૫૦

બાળલીલા પૂરી, નથી રાખી મી અધૂરી;
હરિભજનાચી શૂરી, રાધીબાઈ નામ. ૫૧

ગાઇ કિષ્ણ કિષ્ણ, ગાઈ જિષ્ણ જિષ્ણ;
હરિભજનની તિષ્ણ, રાધીબાઇ નામ. ૫૨

વટપુરી સંસ્થાન, ગુરૂ અવધૂત માન;
દીલી રૂડી સાન, ગાઈ લીલા પૂરી. ૫૩

સહુને જેશ્રીકિષ્ણ, સહુને જેશ્રીજિષ્ણ;
ગાઇ તેની પૂરીં તિષ્ણ, હરિ રાધેરમણ. ૫૪

---

રાધેરમણનો ઉચ્ચાર કરતી હતી. ગંઠી—ગાંઠ. માસ ચાર—ચોમાસાના.

૪૯ ઉન—ગરમી. ૫૧ મી–મેં. ભજનાચી–ભજનની. ( 'ચા' એ મરાઠીમાં છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે માટે જ્યાં જ્યાં તે આવે ત્યાં ત્યાં તેવો અર્થ કરી લેવો ).

૫૨ જિષ્ણ ( જીષ્ણુ )–જયશાળી. તિષ્ણ–તૃષ્ણા. ૫૩ વટપુરી–વડોદરૂં દીલી–દીધી. પૂરીં–પૂરે.

# કૃષ્ણવિવાહ.

## સુરતીબાઈના વિવાહની ચાલનો

## ગરબો.

ધન્ય ધન્ય કૃષ્ણા થોર રે,
સુણો જગતજનાચા સોર રે;
દેવા કરે સેવા રાધીબાઇ રે. ૧

બાળલીલા કેલી ગોકુળ રે,
અહો ભક્તજનાચા મૂળ રે;
ગાઈ વિવાહ રાધીબાઇ રે. ૨

માતા યશોદા હ્મણે કૃષ્ણા રાયા રે,
જગમેં કો હોય તેરા સા'યા રે;
સ્વા લઢાઇ કરે બહુ લોકથી રે. ૩

તારૂં લગ્ન લાગે નહિ કોઇથી રે,
તુને કુંવારા જોઇશું સોઇથી રે;
નવ નવરા થાયે કૃષ્ણા રાયા રે. ૪

હ્મણે દેવા સુણ તું આઇ રે,
વિવાહ કરો નહિતર જાઉં રીસાઇ રે;
એવી હઠ લીધી કૃષ્ણા રાયા રે. ૫

રડે દેવા કરે સબ સેવા રે,
હ્મણે લગ્ન લાવ્ય દેવા રે;
નહિતર જમુનામે પડું સુણ આઇ રે. ૬

---

૧ થોર–મોટા. ૨ કેલી–કરી. હ્મણે–કહે. ૪ નવ-રા–વર. ૫ આઇ–મા. ૬ લગ્ન લાવ્ય–પરણાવ.

એમ કહી રડે ને નાસે કૃષ્ણા રે,
લાગી લગ્નાચી તો તૃષ્ણા રે;
સુણી નંદ તે સબ બાત રે. ૭
આવી કૃષ્ણાને છાતી લીધા રે,
ભાઈ તારા લગ્નલાવું એમ કીધા રે;
ધન્ય ધન્ય દેવા માતા પિતા રે. ૮
મગ યશોદાજી હ્મણે નાથા રે,
કીજે લગ્ન કોણી ગોપી સાથા રે;
રીઝવો તુહ્મિ કૃષ્ણા રાયા રે. ૯
તવ કૃષ્ણા હ્મણે માલા રાધી રે,
આઇ બરી માલા તીં સાધીં રે;
દુસરી ગોપીસેં લગ્ન ન લાઉં રે. ૧૦
તવ ખીજલે નંદરાય મોટે રે,
અસેં બાળપણે કાય ખોટે રે;
આહ્મિ હ્મણું દે કન્યા તુઝી બ્રખુભાના રે. ૧૧
તવ રડે કૃષ્ણા રાય ફાર રે,
દેવા નાસી જાય છે બા'ર રે;
તેને સમજાવે નંદરાય રે. ૧૨
એવે બ્રખુભાન તો ત્યાં આલે રે,
ત્યાંણિ પાહીલે કૃષ્ણાચે કાલે રે,
હ્મણે તેરે લગ્ન રાધીસે કરને રે. ૧૩

---

૯ મગ-પછી. કોણી-કયી. સાથા-સાથે. રીઝવો-રીઝાવો. તુહ્મિ-તમે. ૧૦ બરી-ઠીક. સાધી-સાધ્ય થઈ છે.

૧૧ ખીજલે-ખીજ્યા. અસેં-એવું. બાળપણે-નાદાની. આહ્મિ હ૦—હું શું એમ કહું કે હે બ્રખુભાન તારી કન્યા આપ! ૧૨ ફાર-ઘણું.

૧૩ આલે-આવ્યા. ત્યાંણી-તેણે. પાહીલે-દીઠાં. કાલે-કાલપણું.

અછા કરૂંગા મેં જાઇ એસારે,
દેવા આનંદ પામ્યા કેસા રે;
છે રાધીબાઇચા આનંદ એસા રે. ૧૪

ઘરીં લગ્નાચી સાહિત્ય કરતા રે,
વરસેં રાધીલા વલ્લભ ભરતા રે;
તિં ગુણ ગાઈ છે રાધીબાઈ રે. ૧૫

ગાઈ મંગળ ગોપી મિલી રે,
સામા સામે હોઈ ભિલી રે;
લગ્નાચા અતિ ઓછવ હોઇ રે. ૧૬

નંદરાયને ઘરીં બાજે ઢોલાં રે,
મંગળ ગોપીઓ સબ બોલ્યાં રે;
આનંદ આનંદ આહે રાધીબાઈ રે. ૧૭

વસંતપંચમી મુહૂર્ત રાજે રે,
લગ્ન લાવીં કૃષ્ણા મહારાજે રે,
નંદરાય ઓછવ બહુતેં કરતા રે. ૧૮

આયા બસંતપંચમી રોજા રે,
કીના સબ ઘર સામાન સોજા રે;
લગ્ન વરાણી રાધીબાઈ આતા રે. ૧૯

પ્રથમ ઇચ્છાવર તીં વરીંલીં રે,
ત્યાચે મનોરથ દેવાની ભરીલીં રે;
અબ લોક પાહાતે દેવાચે લગ્ન રે. ૨૦

---

૧૪ અછા—ઠીક. એસા–એમ. કેસા–કેવો. ૧૫ ઘરીં–ઘેર વરસે—વરશે. ૧૬ ભિલી–ભેળી અથવા ભીલુ. ૨૦ તીં—તે (રાધા). વરીલીં—વરી. દેવાની–દેવે. ભરીલીં–પૂર્ણ કર્યા. અબ–હવે. પાહાતે–જુએ છે.

ઘોડા આણીલા મથુરા જાઇ રે,
લગ્ન કરતાં રાજા નંદરાઇ રે;
ગુણ ગાશો સબ રાધીબાઇ રે. ૨૧

ઘોડે બેઠા કૃષ્ણા રાયા રે,
કોની ભક્તનકી જિને સા'યા રે;
રાધીબાઇને ગુણ સબ ગાયા રે. ૨૨

ગાવે ગોપિકા મંગલ ગીતા રે,
નાથ પડનકું બહુત ભીતા રે;
ધન્ય ધન્ય કૃષ્ણા રાય મહારાજા રે. ૨૩

એમ આનંદ ઓછવ હોઈ રે,
કૃષ્ણા દેવ આલા મંડપ સોઈ રે;
ગુણ ગાતી રાધીબાઈ અપાર રે. ૨૪

રાધી લગ્નાસ ઝાલી તયાર રે,
કરતી વિશાખા કારભાર રે;
ધન્ય ધન્ય દેવા કૃષ્ણા રાયા રે. ૨૫

મંડપ બસલે દેવ મોરારિ રે,
ગોપિકા મિલી બેઠી સારી રે;
ગુણ ગાય રાધીબાઈ અપારી રે. ૨૬

મિલી બાઇકા પૂછે નાવ રે,
સાધુ પોત પોતાનો દાવ રે;
પૂછે નવરાકા નાવ સાર રે. ૨૭

---

૨૨ જિને—જેણે. ૨૩ પડનકું—પડવાને ( ઘોડા પરથી ). ભીતા—બીહીતા. ૨૪ આલા—આવ્યા. ૨૫ લગ્નાસ—લગ્નમાટે. ૨૬ બસલે—બેઠાં. ૨૭ બાઇકા—બૈરીઓ. નાવ—નામ. નવરાકા—વરનું.

એસી ચેષ્ટા કરે સબ ગોપી રે,
ઉભા પુરૂષ તો પાગ રોપી રે;
મળી ભલી રાધા માધવકી જોડી રે. ૨૮
છાનામાના વિવાહ કીધાં રે,
આજ લોકને સુખડાં દીધાં રે;
ધન્ય કૃષ્ણા રાધાબાઇના પ્રાણ રે. ૨૯
એમ આનંદ હોઇ અપારા રે,
હસે ગોપ મીલી સબ સારા રે;
ધન્ય ધન્ય કૃષ્ણા રાધાબાઇ સારા રે. ૩૦
ઝાલા લગ્ન ને ભોજન કિના રે,
રંગમે કૃષ્ણા છબીલા ભીના રે;
ગુણ ગાય રાધાબાઇ જન માંહિ રે. ૩૧
આવ્યા નવરી સાથે નવરા રે,
જેસે મગન ભવરી ભવરા રે;
મીલી જોડી નહિ કબ એસી દેવા રે. ૩૨
ગોપિકા હુઇ અપાર પ્રસન્ન રે,
દિને ચીર મન માને મગન રે;
*      *      *      * ૩૩
ગોપકુ દિને પાઘ ઓર પટકા રે,
બાંધી શિરપે કરે બહુત લટકા રે;
રાધીબાઇકા મન તન કૃષ્ણામે અટકા રે. ૩૪
પીછે આનંદકી અતિ લહરી રે,

---

૨૮ પાગ રોપી–ખડેપગે. ૩૨ ભવરી–ભમરી. ભવરા–ભમરો. ૩૪ શિરપે –માથા પર. બહુત–ઘણા.

ગાવે ગાન તાન સ્વર ભહરી રે;
રાધેરમણ ! કૃષ્ણ રાયા રે !
તુઝ ગુણ ગાઈ રાધીબાઈ રે. ૩૫
ધન્ય ધન્ય ગોકુલકી સબ ગોપી રે,
સામળિયાને મન તન સોંપી રે;
ગુણ ગાય રાત દિવસીં રાધીબાઈ રે. ૩૬
ધન્ય ધન્ય ગોકુલકે સબ ગોપા રે,
જિને દુઃખનકે દિન લોપા રે;
કૃષ્ણ રાયકા રંગ રસબસ અતિ લીના રે. ૩૭
ગોકુલ છે ઇંદ્રાસનથી ભારી રે,
ગોપી છે ગોકુલથી સબ ન્યારી રે;
રાધેરમણ ! કૃષ્ણ રાયા ! ગુણ અપાર અનુપમ સારે રે. ૩૮
જે સુખ લક્ષ્મીને નવ લિના રે,
તે સુખમાં ગોપિકા ભીના રે;
ગુણ ગાય રાધીબાઇ સબીનકા રે. ૩૯
અવધૂત નાથકુ ગુરૂ કિના રે,
સુખ ગ્યાનકા સબરસ લીના રે;
રાધેરમણ ! કૃષ્ણ રાયા ! દેવા ! કરૂં તુઝી સેવા રે. ૪૦
ફૃણસવાડેમે અવધૂત મિલા રે,
રામનાથ મુકામ તો દિલા રે;
વિવાહુ ગાઈ રાધી રસમે ભિના રે. ૪૧

---

૩૫ ભહરી–ભેરી. તુઝ—તારા. ૩૬ દિવસીં–દિસે. ૩૯ લીના–લીધું. સબીનકા—બધાંનું. ૪૧ ફૃણસવાડેમે—ચાણોદ લાઈનપર ભીલુપર સ્ટેશન પાસે એક ગામ છે–પણસવાડા.

બોલો કૃષ્ણા કૃષ્ણા સબ રાયા રે,
રાધી નામસે પાવન કાયા રે;
રાધેરમણા ! કૃષ્ણારાયા !
દવા રાધીબાઇને ગુણ ગાયા રે. ૪૨

---

# कंसवध.

"કાળી તે કાળકા કાગળ મોકલે રે" એ ચાલનો

ગરબો.

કૃષ્ણા રાયા રાધેરમણા રે;
મી સેવું સુખાચા શરણા રે. ૧
ધન્ય ધન્ય દવા ધાઈ રે;
શરણાગત તુઝી સાહીં રે. ૨
વીઠોબા અનંતી રૂપા રે;
કંસવધ શરણાગત સૂપા રે. ૩
બાળલીલા કેલી શ્રીનાથે રે;
ગાય ચારી શ્રીગોપની સાથે રે. ૪
ગોપી સાથે રમ્યા ગોવિંદા રે;
કરી રમત ગમત કે ફંદા રે. ૫
ધન્ય ધન્ય દવા કૃષ્ણા રે;
પૂરે રાધી તે બાઇચી તૃષ્ણા રે. ૬
ગુણ ગાઈ દવા સેવા રે;
હરિ હરિજનાચા મેવારે. ૭

---

૧ મી–હું. ૨ ધાઈ–ધાઓ. શરણાગત–અર્થાત્ શરણ. તુઝી–તારી. સાહી–પકડી. ૩ સૂપા–સોપા–સેહેલા. ૪ કેલી–કરી.

વિવાહુ કેલા રાધીં સાંથીં રે;
ધરિલા મોરપિચ્છ તો માથીં રે. ૮
મારી કંસાચા સહુ મીતા રે;
નાથી મનીં નવ ભીતા રે. ૯
એના ગુણ ગાય કોઈ દેવા રે;
કરે સુર અસુર સહુ સેવા રે. ૧૦
ધન્ય ધન્ય કૃષ્ણા મારા રે;
ગુણ ગાય રાધી તારા રે. ૧૧
અતિ પાવન થાયે પ્રાણી રે;
ધન્ય ધન્ય છે ચક્રપાણિ રે. ૧૨
સુર અસુર હારિલે તુંથી રે;
રાધી સેવા શી થાય હુંથી રે. ૧૩
જવ ઝાલા મોટા દેવા રે;
તવ કંસે વિચારીલી સેવા રે. ૧૪
મુઆ મિત્ર સારા તો સારા રે;
કંઇ ખંડી ભરકે ભારા રે. ૧૫
તવ વિચાર મળી સહુ કીધો;
હરિચી રજ શિર પર લીધો રે. ૧૬
ગુણ ગાય રાધીબાઇ રે;
શ્રીકૃષ્ણ કર મમ સાહી રે. ૧૭
તેડા અક્રૂરજી રાય બોલ્યો રે;

---

૮ ધરિલા-ધર્યું. ૯ મારી -માર્યા. મીતા-મિત્ર. નાથી—નાથ. મનીં—મનમાં. ભીતા-ડરતા.

૧૩ હારિલે-હાર્યા. ૧૪ ઝાલા-થયા. વિચારીલી-વિચારી. ૧૫ ખંડી ભર-ખાંડી જેટલા.

વીંજણથી વાયું ઢોળ્યો રે. ૧૮
તમ જેવા નથી કોઇ મારે રે;
તમો ગોકુળમાંહી સિધારે રે. ૧૯
જઈ નંદકે બાળક એહી રે;
જઈ લાવો તમે અહીં લેઈ રે. ૨૦
છે ગોપ મદકે ભરિયે રે;
તેથકી અક્રૂર નવ ડરિયે રે. ૨૧
મારૂં કામ કરજો જલદી રે;
પાડવ્યા અક્રૂર એમ વદી રે. ૨૨
તમે જાવ વે'લા વે'લા રે;
લાવો કૃષ્ણ રામને વે'લા રે. ૨૩
અક્રૂરે વિચારી છે વાતો રે;
નવ જાઉં તો મારતો ખાતો રે. ૨૪
•મરના અસુરકે હાથીં રે;•
•નહિ બરા અતિ દુઃખમાથીં રે. ૨૫
એમ વિચારી બોલ્યા અક્રૂર રે;
જાઈ આણું છું નંદકે દો શૂર રે. ૨૬
તવ રીઝયા છે કંસ રૂપે રે;
જેમ અગ્ન તો દીપે તૂપે રે. ૨૭
પિછે ગયે ગોકુળમે કાકા રે;
જાઇ ભેટીંલે નંદકો થાકા રે. ૨૮
બહુત કેલી આતિથ્ય સારી રે;

---

• ૨૦ સિધારે–સિધારો. એહી––એઉ. ૨૫ બરા—સારૂં. માથીં—માથે. ૨૭ તૂપે—ઘીથી. ૨૮ થાકા–થાકયા પાક્યા.

કૈસે આયે રાજ મહારાજી રે. ૨૯
તબ બોલે અક્રૂર સુન રાજા રે;
કંસ રાજ્યકી કરતા માઝા રે. ૩૦
એ તો તેડછે મહીને લેઈ રે;
તમે ચાલોને ગોપ સબ સેઇ રે. ૩૧
મને પઠાયા હે કંસ રાયા રે;
સાથ લેને યહ દોનું ભાયા રે. ૩૨
તવ ગોપી આવી ધાઈ રે;
યહ કયા કરો યસોદા માઈ રે. ૩૩
નવ મોકલશો તમે દેવા રે;
રાધેરમણ સુખકે મેવા રે. ૩૪
તવ માતા બોલી બડાઇ રે;
તમ ચલ જાવ સબ લુગાઇ રે. ૩૫
મારા કૃષ્ણ જાય રાય કને રે;
મને આનંદ છે અતિ મને રે. ૩૬
એમ કાઢલી મિલી સબ ગોપી રે;
નિકાલી કા'નકે લિયે અચ્છી ટોપી રે. ૩૭
દોનું બંધુકો સજ કર દેના રે;
ચલી ગોપકી સઘળી સેના રે. ૩૮
ધન્ય ધન્ય કૃષ્ણ રાધેરમણ રે;
ગોપી ગાયકે ભજે શરણ રે. ૩૯
તવ ગોપી મલી સબ જાઇ રે;
તિને કૃષ્ણ દેત સુમુઝાઇ રે. ૪૦

---

૩૨ પઠાયા—મોકલ્યા. ૩૫ લુગાઇ—સ્ત્રીઓ. ૩૭ કાઢલી—કાઢી. લિયે—માટે.

ગયે અક્રૂરકે સાથે મોય નાથા રે;
તબ રમત કરત સબ સાથા રે. ૪૧

અક્રૂર મનમાં બિચાર કરતા રે;
કૃષ્ણા હશે ઇઠાબા ભરતા રે. ૪૨

કિયા ધ્યાન જોયું તપાસી રે;
તવ જલમે દેવ હેં વાસી રે. ૪૩

બાહીર નીકલ પાહિલા રે;
તવ રથમે દીઠા હઠિલા રે. ૪૪

ફિર મુડી જલમાં ઘાલી રે;
તવ કૃષ્ણાચી મૂરતી ઝાલી રે. ૪૫

એવા દેવ કરીએ સેવા રે;
તો તો રાધી મિલે અનેકન મેવા રે. ૪૬

પિછે નિશ્ચે કરી ચલે કાકા રે;
સબ ઘટમે બહુતા થાકા રે. ૪૭

ગયે મથુરામાં ગિરધારી રે;
ધોબી મિલા વાટમે સારી રે. ૪૮

મંગે વસ્ત્ર કંસકે આપ્ય ધોબી રે;
એ તો વાત કૃષ્ણકી શોભી રે. ૪૯

નવ માનિલ ધોબી બેટા રે;
જાકે મોતકું વો ભેટા રે. ૫૦

લિને વસ્ત્ર પેહેરવા કાજે રે;
દિયે ફૂલ માળીએ માઝે રે. ૫૧

---

૪૪ પાહિલા—જોયા. ૪૫ ઝાલી-થઇ. ૪૬ અનેકન—બહુ. ૫૦ માનિલ—માન્યું. વો-તે. ૫૧ માઝે—મારે.

જાય કુબડી ચંદન લેઇ રે;
તેને બોલાવી કૃષ્ણે સેહી રે. ૫૨
લગાયા ચંદન અંગે કૃષ્ણા રે;
તેની ભરપૂર ઝાલી તૃષ્ણા રે. ૫૩
પછે ઉતર્યા ગોપ બડખાના રે;
સબ બૂઢે રહે હે છાના રે. ૫૪
ગયા સાંજે મળવા કૃષ્ણા રે;
બહુત નાચ કેલી તૃષ્ણા રે. ૫૫
ધન્ય ધન્ય દેવા કિષ્ણા રે;
ધન્ય ધન્ય દેવા જિષ્ણા રે. ૫૬
સબ મથુરાકે મિલી લોગા રે;
નેત્રુમે કા'ન આરોગા રે. ૫૭
ભાઈ બાઈ બૈની ભાચા રે;
અક્રૂર નાવાચા નહિ સાચા રે. ૫૮
દો પોપટ લાયા ઝાલી રે;
માંઝાર મારશે ખાલી રે. ૫૯
દો હરણ કો લઈ આયા રે;
મારેગા વાઘસા દો ભાયા રે. ૬૦
કોઈ કહે બડે હે દેવા રે;
બહુત અસુરનકી કિન સેવા રે. ૬૧
બડે સિંહ હે મતબાલે રે;
નથી નાના નાના બાલે રે. ૬૨

---

૫૨ સેહી—સહી-નક્કી. ૫૪ બડખાના—મોટા મકાનમાં. લોગા—લોકો. ૫૭ નેત્રુમે ક૦—નેત્રથી કૃષ્ણને આરોગવા લાગ્યા અર્થાત્ જોવા લાગ્યા. ૫૮ ભાચા-ભત્રીજા. ૫૯ ખાલી-મિથ્યા અથવા રોકીને.

૬૧ સેવા—( આ શબ્દ પછવાડે અને અહીં પણ સજાના અર્થમાં વાપર્યો છે ).

ગયે મામુકે ઓટા ઉપર રે;
નાચે થેઇ થેઇ થેઇ થેઇ ઉપર રે. ૬૩

જોઈ કંસ મનમે દાઝે રે;
બહુત નાચે કૃષ્ણા રાજે રે. ૬૪

એહી વિધ ગઇ કૃષ્ણા રાઇ રે;
બુલાએ સકાલમે સબ સાઈ રે. ૬૫

ધન્ય ધન્ય દેવા કૃષ્ણા રે;
મોરી ભરના સબ હરિ તૃષ્ણા રે. ૬૬

ગયે સકાળમે દેવ મોરારી રે;
આવ્યા કુવલયપીડ તો ભારી રે. ૬૭

તેની સાથ લઢયા બેઉ ભાઇ રે;
ત્યાલા મારીલા માર બહુ ખાઇરે. ૬૮

કાઢીલે દાંત દોન ખેંચુન રાઇ રે;
મૂકયા ખાંધપર શ્રી જદુરાઇ રે. ૬૯

જોઇ લોક થયા બહુ સુખી રે;
જોઈ મામુ થયા અતિ દુઃખી રે. ૭૦

અપાર હાક વાગી છે સારી રે;
ગયા મામુને ત્યાં દેવમોરારિ રે. ૭૧

ધન્ય ધન્ય કૃષ્ણ રાય દેવા રે;
કરે સારા જન તારી સેવા રે. ૭૨

ગયા કે મલ્લ આયે બડે શૂર રે;

---

૬૩ મામું—મામા. ૬૫ સકાલમે—સવારમાં. સાઈ—સાજન-મંડળ. ૬૭ કુવલયપીડ—એ નામનો હાથી. ૬૮ ત્યાલા—તેને. મારિલા—માર્યો. ૬૯ કાઢિલે—કાઢયા. દોન—બે. ખેંચૂન—ખેંચીને.

અમસે લઢો તુહ્મી ભરપૂર રે. ૭૩
તબ કૃષ્ણા હ્મણે અમિ ગોપ રે;
તુમ મલ્લ બડે ન કરના કોપ રે. ૭૪
તબ મલ્લ બોલે બડે રાઈ રે;
તુમને હાથી કે દાંત લિયે નિકાઈ રે. ૭૫
ધનુષ્ય રાજાકો તુમને ભાંજયો રે;
અમારી સાથથી કેમ તમે ભાંજો રે. ૭૬
જોઇએ જોર તમારૂં ઝાઝું રે;
આપીએ ખાવાને તમને ખાજું રે. ૭૭
તબ હ્મણે કૃષ્ણ ન અમો બાઝું રે;
તમમાં તો બળછે ઝાઝું રે. ૭૮
તોય બાઝયા તે મલ્લ મોટા રે;
તેને કૃષ્ણ દેવે ઝાલી આછોટયા રે. ૭૯
રામ તો તવ હો ગયે ક્રોધી રે;
મારે મલ્લ બડે બડે રોધી રે. ૮૦
પછી મામુકી પાસ ગયે દેવા રે;
તેની કીની સબી મિલી સેવા રે. ૮૧
ધન્ય ધન્ય કૃષ્ણા હરિ દેવા રે;
રાધોબાઇ પામે મીઠા મેવા રે. ૮૨
તબ ઝાલી કંસકે કેશા રે;
માર્યા મામુકુ અધમ નરેશા રે. ૮૩
હુઆ જય જય જય જયકાર રે;
સબ લોક મિલે હુએ બા'ર રે. ૮૪

---

૭૩ તુહ્મી–તમે. ૭૪ હ્મણે–કહે. ૭૫ નિકાઈ–કાઢી. ૭૯ આછો-ટયા–પાસટયા. ૮૦ રોધી–આંતરીને.

માતા દેવકીસુખકો પામી રે;
ધન્ય ધન્ય મુરારિ ધામી રે. ૮૫
એસી વિધસે કૃષ્ણજી રાઈ રે;
મારડાલા કંસ બડા દુઃખદાઇ રે. ૮૬
પિછે ગયા મામીની પાસે રે;
બહુત ભરત કૃષ્ણજી ઉદાસે રે. ૮૭
પછી મિલે વાસુદેવકુ દેવા રે;
કિન બહુત બહુત હરિ સેવા રે. ૮૮
એવી કરી ભલી દેવી પૂજા રે;
ધન્ય ધન્ય હે દેવ ન દૂજા રે. ૮૯
ગાઈ રાધીબાઈ કૃષ્ણા રાઈ રે;
અવધૂતનાથકી હે બડી સાહી રે. ૯૦
ચાતુરમાસ રહી વટપુરી રે;
ગાઈ ગુજરાતી કવિતા પૂરી રે. ૯૧
કૃષ્ણ દેવકો ભજન ભાવે રે;
નામ કૃષ્ણ રાધેકો આવે રે. ૯૨
ગુણ ગાઈ અમિ સ્વયભાષા રે;
ગુણ ગાઇ અમિ હિંદી ભાષા રે. ૯૩
સબમે કૃષ્ણા નામ હે સાર રે;
રામ હરિ કૃષ્ણા કરતા આધાર રે. ૯૪
દશ અવતારકી બડી લીલા રે;
માલા નંદકો લાલા સો મિલા રે. ૯૫

---

૮૬ મારડાલા—મારી નાખ્યા. ૮૭ ભરત—ભરાયા. ૮૯ દુજા—બીજા. ૯૩ સ્વયભાષા—પોતાની (મરાઠી) ભાષામાં. ૯૫ માલા—મને.

ગરબા ગાયા બડ અગ્નિ સારા રે;
કટ ગયે દુઃખ અમારે અપારા રે. ૯૬
કંસાચા કેલા જૈસા વધ રે;
અમારે અરિકો કરના સધ રે. ૯૭
બોલો કૃષ્ણ કૃષ્ણ રાધેરમણા રે;
રાધી ગાઇ ગુણી હોઇ શરણા રે. ૯૮
ભજન કરતાં તરે રાધેરમણા રે;
સબકો હરિ દેત હે શરણા રે. ૯૯
ધન્ય ધન્ય કૃષ્ણ દેવ સારા રે;
નમસ્કાર લીજે તું હમારા રે. ૧૦૦
કરી વંદન રાધીબાઈ રે;
શીખે સુણે તેને દે તું સાહી રે. ૧૦૧

---

# मुचुकुंदमोक्ष.

"પાવા તે ગઢથી ઉતર્યાં, મહાકાળી રે" એ ચાલનો ગરબો.

માર્યો મોટો રાજા કંસ, મોરારિ મારા રે;
તારા ગુણ ગાય રાધી વંશ, મોરારિ મારા રે. ૧
ધન્ય દેવા કરીએ સેવ, મોરારિ મારા રે;
પામીએ દેવાને તતખેવ, મોરારિ મારા રે. ૨
જેનું નામ કૃષ્ણ રાઈ, મોરારિ મારા રે;
રાધીબાઈ તો બલજાઈ, મોરારિ મારા રે. ૩

---

૯૭ સધ—સધ. ૩ બલજાઇ—બલિહારી જાઉં.

મિલ્યા મથુરા દેશકા રાજ, મોરારિ મારા રે;
હુએ ભક્ત જનકો કાજ, મોરારિ મારા રે. ૪
બડી ગુણિયલકેરી વાચ, મોરારિ મારા રે;
સબ બાની કાની સાચ, મોરારિ મારા રે. ૫
ગઇ મામી બાપકે ઘેર, મોરારિ મારા રે;
જરાસંધસે હુઆ વેર, મોરારિ મારા રે. ૬
આવ્યો લઢવા ઝાલી બાંઇ, મોરારિ મારા રે;
વદતો તે કાંહીનું કાંહી, મોરારિ મારા રે. ૭
લઢ્યો સોળવાર સવાર, મોરારિ મારા રે;
હુઇ ગયો તેહ ખુવાર, મોરારિ મારા રે. ૮
એવો બડો દેવ છે કૃષ્ણ, મોરારિ મારા રે;
પૂરે સબનકી તૃષ્ણ, મોરારિ મારા રે. ૯
એક દિન છોડી ગદા જરાસંધ, મોરારિ મારા રે;
મથુરામેં પડી સબંધ, મોરારિ મારા રે. ૧૦
તબ કિયા કૃષ્ણ વિચાર, મોરારિ મારા રે;
અબ નહિ રહ્યાનું સાર, મોરારિ મારા રે. ૧૧
બોલાયે યોગમાયા શ્રીનાથ, મોરારિ મારા રે;
સબ લિયો દ્વારકા સાથ, મોરારિ મારા રે. ૧૨
ગયે ઘર સબ દ્વારકા માંહિ, મોરારિ મારા રે;
તબ રહે એકલે જદુરાઇ, મોરારિ મારા રે. ૧૩
સાથે બલરામ બડ ભાઇ, મોરારિ મારા રે;
રાધી મનાતલી સગાઇ, મોરારિ મારા રે. ૧૪
એક કાલયવન બડ દૈત્ય, મોરારિ મારા રે;

---

૫ કાની—કહાણી. ૮ સવાર—સંબંધ. ૧૪ મનાતલી—મનમાંની.

આ તો જરાસંધકા મૈત્ય, મોરારિ મારા રે. ૧૫
ઇસકુ મિલે નારદ દેવ, મોરારિ મારા રે;
ત્યાણી કૃષ્ણચા દિલા ભેવ, મોરારિ મારા રે. ૧૬
આઈ ઘેરી નગરી નાવ, મોરારિ મારા રે;
સકાલમે ગયે ચતુર્ભુજ સાવ, મોરારિ મારા રે. ૧૭
પિછે દૌડે જરાસંધ મૈત્ય, મોરારિ મારા રે;
આગુ દેવા પિછે દૈત્ય, મોરારિ મારા રે. ૧૮
તબ વિચારી કૃષ્ણા રાઈ, મોરારિ મારા રે;
મુચુકુંદ રહ્યા હે મુઝાઈ, મોરારિ મારા રે. ૧૯
ઉસકી સુણીએ સબ બાત, મોરારિ મારા રે;
દિન દુઃખ દેવકું જાત, મોરારિ મારા રે. ૨૦
તબ મિલે દેવ અનંત, મોરારિ મારા રે;
ઉનું જાચે જા ભગવંત, મોરારિ મારા રે. ૨૧
તવ હ્માણાલે રાધેરમણા, મોરારિ મારા રે;
રાધીકો દેના શરણા, મોરારિ મારા રે. ૨૨
દેવ જૂ દેતે તમને દુઃખ દૈત્ય, મોરારિ મારા રે;
તબ તુહ્મી કરો મુચુકુંદ મૈત્ય, મોરારિ મારા રે. ૨૩
તવ સબ દેવ ગયે મુચુકુંદ પાસ, મોરારિ મારારે;
તવ હુઈ સબીકી સિધી આશ, મોરારિ મારા રે. ૨૪
લિયા મુચુકુંદ કો સંઘાત, મોરારિ મારા રે;
ધન્ય ધન્ય દેવાચી વાત, મોરારિ મારા રે. ૨૫
મુચુકુંદ લઢચા સહુ દૈત્ય, મોરારિ મારા રે;
હુઆ દેવકા અતિ મૈત્ય, મોરારિ મારા રે. ૨૬

---

૧૫ મૈત્ય–મિત્ર. ૧૬ ત્યાણી–તેણે. ભેવ–મર્મ—ખબર. ૧૭ સાવ—સાંવ–સ્વામી કે એકલા. ૨૧ ઉનું—એને. જાચે—માગે. હે ભગવંત તું જા. ૨૩ જૂ–જે–જ્યારે.

જીત્યા દૈત્ય મુચુકુંદ રાય, મોરારિ મારા રે;
જેને સા'ય કૃષ્ણા રાય, મોરારિ મારા રે. ૨૭
પછે ઇંદ્રાસનકો બિઠાઈ, મોરારિ મારા રે;
સહુ દુઃખને દિયા નિઠાઈ, મોરારિ મારા રે. ૨૮
ઇંદ્રિરાય ભ્રણાલા એમ, મોરારિ મારા રે;
તુમિ રાજી થાશો કેમ, મોરારિ મારા રે. ૨૯
ત્યારે બોલ્યો મુચુકુંદ રાઈ, મોરારિ મારા રે;
જીવતાં જોઇ સ્વર્ગની સાઈ, મોરારિ મારા રે. ૩૦
તો તો દેવ તમારી ભલાઈ, મોરારિ મારા રે;
આવું જીવતાં સાચી સગાઇ, મોરારિ મારા રે. ૩૧
તવ બોલે ઇંદ્રિ કયા બાત, મોરારિ મારા રે;
તેરી હોવે જબ શુદ્ધ જાત, મોરારિ મારા રે. ૩૨
તવ ભ્રણે મુચુકુંદરાઇ, મોરારિ મારા રે;
મારે જોઇએ એજ કમાઇ, મોરારિ મારા રે. ૩૩
બીજું સુખ મારે નથી જોઇ, મોરારિ મારા રે;
મેં તો નાખ્યું સર્વે ખોઇ, મોરારિ મારા રે. ૩૪
તબ દેવ ભ્રણે કાંઇ બીજું, મોરારિ મારા રે;
તમો માગો નહિ અમિ ખીજું, મોરારિ મારા રે. ૩૫
જીવતાં રહેવું મોક્ષકે ધામ, મોરારિ મારા રે;
એ તો અમસે ન થાયે કામ, મોરારિ મારા રે. ૩૬
તબ મુચુકુંદ ભ્રણે નવ કાંઇ, મોરારિ મારા રે;
અમારે જોઇએ કોઇની સાંઇ, મોરારિ મારા રે. ૩૭
વારૂં કહીને વળાવા જાય, મોરારિ મારા રે;

---

૨૮ નિઠાઈ—નસાડયું કે ઓછું કર્યું. ૩૦ સાઈ—સાહિત્ય.
૩૪ નથી જોઇ-જોઇતું નથી.

તેને રાહ દેખાડે ઇંદ્રરાય, મોરારિ મારા રે. ૩૮
તમે જો કરો તમારી સોઈ, મોરારિ મારા રે;
તો તો તુહ્મી દેવને દેખો જોઈ, મોરારિ મારા રે. ૩૯
એમ વદીને બોલ્યા દેવરાઈ, મોરારિ મારા રે;
તમે ઊંઘો મુચુકુંદ રાઈ, મોરારિ મારા રે. ૪૦
જ્યારે જાગશો તમે સાંઈ, મોરારી મારા રે;
ત્યારે ભેટશો તમકુ જદુરાઈ, મોરારિ મારા રે. ૪૧
વારૂ કહીને વળિયા રાઈ, મોરારિ મારા રે;
ગયા ગુફામાં તે તો સાંઈ, મોરારિ મારા રે. ૪૨
ધન્ય ધન્ય કૃષ્ણ રાઈ, મોરારિ મારા રે;
ગાયે ગુણ રાધીબાઈ, મોરારિ મારા રે. ૪૩
હવે કાળયવન કૃષ્ણ રાઇ, મોરારિ મારા રે;
દોડે આગે પીછે ધાઈ, મોરારિ મારા રે. ૪૪
બોલે કાળયવન અકળાઈ, મોરારિ મારા રે;
નવ બોલે કંઈ જદુરાઈ, મોરારિ મારા રે. ૪૫
પડે આખડે છે જદુરાઈ, મોરારિ મારા રે;
તેની પૂઠે અસુરનો રાઈ, મોરારિ મારા રે. ૪૬
એમ દોડે દેવ દેવનો રાઈ, મોરારિ મારા રે;
તેનું પાઠીમગ જાયે ધાઈ, મોરારિ મારા રે. ૪૭
એમ ઘણા કોસની સાંઈ, મોરારિ મારા રે;
મુઆ બંને દોડી ધાઈ, મોરારિ મારા રે. ૪૮
એવી આવી ગુફા જ્યાંહી, મોરારિ મારા રે;
ગયા કૃષ્ણરાઇ સમાઈ, મોરારિ મારા રે. ૪૯
અંધારી ગુફા માંહી, મોરારિ મારા રે;
ગયા કૃષ્ણરાઈ સમાઈ, મોરારિ મારા રે. ૫૦

૪૭ તેનું–તેની. પાઠીમગ—પછવાડે.

પે'ર્યું પીતામ્બર કૃષ્ણ રાઈ, મોરારિ મારા રે;
નાખ્યું મુચુકુંદ ઉપર ધાઈ, મોરારિ મારા રે. ૫૧
એવે આવ્યો દાનવ ધાઇ, મોરારિ મારા રે;
અલ્યા ક્યાં ગેલા રે જદુરાઇ, મોરારિ મારા રે. ૫૨
બોલ્યા અપાર દેવ દયાળ, મોરારિ મારા રે;
નવ લાગી તેને ભાળ, મોરારિ મારા રે. ૫૩
એવે આવ્યા નારદ દેવ, મોરારિ મારા રે;
તેણે કરી ઘણી ઘણી સેવ, મોરારિ મારા રે. ૫૪
તુમ્હી સાંગીતલા જે કૃષ્ણ, મોરારિ મારા રે;
તે મી ઓળખલા ધરી તૃષ્ણ, મોરારિ મારા રે. ૫૫
નાઠા મુજસે એ બડ દેવ, મોરારિ મારા રે;
નવ યુદ્ધકી કીની સેવ, મોરારિ મારા રે. ૫૬
તબ નારદ બોલે સાર, મોરારિ મારા રે;
તિં બડા કપટી છે કાર, મોરારિ મારા રે. ૫૭
ઓ ગુફામે જાકર દેખ, મોરારિ મારા રે;
છુપ ગયા છુપાયા ભેખ, મોરારિ મારા રે. ૫૮
તવ ભલા ભલા કહી તેહ, મોરારિ મારા રે;
નમન કરી હુઆ નિઃસંદેહ, મોરારિ મારા રે. ૫૯
મેં જાઈ મિલુંગા દેવ, મોરારિ મારા રે;
તુમ્હી અચ્છી બતાઇ સેવ, મોરારિ મારા રે. ૬૦
એમ કહીને વળિયા દૈત્ય, મોરારિ મારા રે;
ગુફામાં જોતો અર્જુનમૈત્ય, મોરારિ મારા રે. ૬૧

---

૫૨ ગેલા–ગયા. 'લા' પ્રત્યય મરેઠીમાં ભૂતકાળ બતાવે છે તે જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં તેવો અર્થ કરવો; જેમ સાંગીતલા–કહ્યા, ઓળખલા–ઓળખ્યા.
૫૭ કાર–કાળો. ૫૮ ભેખ–વેષ.

નવ નિરખ્યા કાંઇ ઇટ્ઠુ, મોરારિ મારા રે;
જેમ સાગરમાં નવ મીઠું, મોરારિ મારા રે. ૬૨
તવ બોલ્યા બડા ભૂપાળ, મોરારિ મારા રે;
ક્યાં મીલે કૃષ્ણ ગોપાળ, મોરારિ મારા રે. ૬૩
ઇતનેમે દેખા કોઈ સૂતા, મોરારિ મારા રે;
જાણે ઉંઉ સૂતા હે પૂતા, મોરારિ મારા રે. ૬૪
તુને જરાસંધકો હરવ્યા, મોરારિ મારા રે;
સોળ વારકો પિછા ફિરવ્યા, મોરારિ મારા રે. ૬૫
અબ દેખ જરાસંધકા મિતા, મોરારિ મારા રે;
અબે કયા ભી કર સૂતા, મોરારિ મારા રે. ૬૬
એમ વદી અનેકન વાણી, મોરારિ મારા રે;
લગાઈ લાત બડી તબ તાણી, મોરારિ મારા રે. ૬૭
ઓર દીન અનેક અતિ ગારી, મોરારિ મારા રે;
દિયા માર બહુતસા ભારી, મોરારિ મારા રે. ૬૮
તોય બોલે નહિ જે સૂતા, મોરારિ મારા રે;
બોત માર મારે છે જૂતા, મોરારિ મારા રે. ૬૯
એવે જાગ્યા મુચુકુંદ રાઈ, મોરારિ મારા રે;
ઉઠ દેખા કાળયવનકો ધાઈ, મોરારિ મારા રે. ૭૦
જેસા ઊઠા તેસા અગ્ની, મોરારિ મારા રે;
લગી ગઈ અગનીકી લગની, મોરારિ મારા રે. ૭૧
ઝાલા હુતા દેવકા વરદાના, મોરારિ મારા રે;
જો જગાવે સો હોય રાના, મોરારિ મારા રે. ૭૨

---

૬૨ ઈટ્ઠુ–વીઠુબા–કૃષ્ણ. ૬૫ તુને–તેં. ૬૬ મિતા–મિત્રને. ભી કર–બી-હીને. ૬૮ દીન–દીધી. ૭૨ રાના–રાણો થઇ જાય અથવા ઉજડ થઇ જાય.

આ તો થઇ ગયા ભસમા ભસમા, મોરારિ મારા રે;
દેવ દેવકા કોપ વસમા, મોરારિ મારા રે. ૭૩
એ રાધીબાઈ ગુણ ગાઇ, મોરારિ મારા રે;
સુણો વાચા બેની ભાઇ, મોરારિ મારા રે. ૭૪
જેસા ઉઠા મુચુકુંદ હેરાના, મોરારિ મારા રે;
તેવા કાળયવન વેરાના, મોરારિ મારા રે. ૭૫
થઈ રાખ ને પડિયો, મોરારિ મારા રે;
નવ નામ નિશાની જડિયો, મોરારિ મારા રે. ૭૬
થઇ રહ્યો તવ જે જેકાર, મોરારિ મારા રે;
દેવ દુંદુભિ વાજે ત્યાર, મોરારિ મારા રે. ૭૭
કાળયવનકો હુઓ નાશ, મોરારિ મારા રે;
પહોચી દેવનુકિ સબ આશ, મોરારિ મારા રે. ૭૮
વાજે તાળ અને પખાજ, મોરારિ મારા રે;
પામ્યો પાર ન મુચુકુંદ રાજ, મોરારિ મારા રે. ૭૯
અરે કોણ બળી ગયો રાધીબાઈ, મોરારિ મારા રે;
એમ વિલપતો અતિ રાઈ, મોરારિ મારા રે. ૮૦
કોઇ હશે મુનિ કે દેવા, મોરારિ મારા રે;
તેની અલ્લી કરી આવી સેવા, મોરારિ મારા રે. ૮૧
દેવ વરદાન દીલા જેહ, મોરારિ મારા રે;
જાઠા ઝાલા નિઃસંદેહ, મોરારિ મારા રે. ૮૨
જાગતામાં મળે જદુરાઇ, મોરારિ મારા રે;
તેમાંનું નવ નિરખ્યું કાંઈ, મોરારિ મારા રે. ૮૩
ગુણ રાધીબાઈ શા ગાઈ, મોરારિ મારા રે;

---

૭૯ પાર ૪૦–પાર ન પામ્યો—ખરી વાત જાણી નહિ કે કોણ મરી ગયો.

નવ મળિયા જો જદુરાઇ, મોરારિ મારા રે. ૮૪
કોણ બળી ગયું તેનું ન ઠામ, મોરારિ મારા રે;
મેં કર્યું અતિ કૂડું કામ, મોરારિ મારા રે. ૮૫
એમ ચિંતા કરેછે અપાર, મોરારિ મારા રે;
તોય પામે ન તે તો સાર, મોરારિ મારા રે. ૮૬
પિછે મરણકી કિની તૈયાર, મોરારિ મારા રે;
તવ આયે શ્રીદેવ મોરાર, મોરારિ મારા રે. ૮૭
ચાર ભુજ ને અંગે શ્યામ, મોરારિ મારા રે;
થયું મુચુકુંદકેરૂં કામ, મોરારિ મારા રે. ૮૮
જોઇ રૂપ તે મુચુકુંદ રાઈ, મોરારિ મારા રે;
જઇ ચરણે તે પડિયો ધાઈ, મોરારિ મારા રે. ૮૯
ઘણે કાળે મળ્યા તમો રાઈ, મોરારિ મારા રે;
ઘણી નિદ્રાની લહર તણાઈ, મોરારિ મારા રે. ૯૦
તેમાં પાપ થયું અપાર, મોરારિ મારા રે;
કોઈ બળી મુઓ મોટો સાર, મોરારિ મારા રે. ૯૧
એમ કહી નામે મસ્તક રાઈ, મોરારિ મારા રે;
તવ જદુનાથ બોલ્યા સાહી, મોરારિ મારા રે. ૯૨
નવ ચિંતા કરશો તમિ રાઈ, મોરારિ મારા રે;
એ તો કાળયવન હતો ધુરમાઈ, મોરારિ મારા રે. ૯૩
તેનો તમથી કરાવ્યો કાળ, મોરારિ મારા રે;
થાવ રાજી મને ભૂપાળ, મોરારિ મારા રે. ૯૪
અચ્છા ક્હાણી નામ્યા શિર તત્કાળ, મોરારિ મારા રે;
લીની મેરી ઊંઘનારકી ભાળ, મોરારિ મારા રે. ૯૫

---

૮૭ તૈયાર-તૈયારી. ૯૩ ધુરમાઇ-ધુમરાઈવાળો. ૯૫ અચ્છા ક્હાણી
-ઠીક! એમ કહીને.

તવ બોલે બડે મહરાઈ, મોરારિ મારા રે;
માગ તું ભાઇ મુચુકુંદ રાઇ, મોરારિ મારા રે. ૯૬
મન જો તુને ઇચ્છા થઈ, મોરારિ મારા રે;
આપું તે તો તુને હું રાઇ, મોરારિ મારા રે. ૯૭
તવ બોલ્યા મુચુકુંદ રાઇ, મોરારિ મારા રે;
મારે કાંઈ પાહીજે ન હે જદુરાઇ, મોરારિ મારા રે. ૯૮
એક આપો તમારૂં ધામ, મોરારિ મારા રે;
એત્તુ છે મારે હવે કામ, મોરારિ મારા રે. ૯૯
તવ રીઝયા ઘણા જદુરાઈ, મોરારિ મારા રે;
માગ્યું આપતા મનમાં ફૂલાઈ, મોરારિ મારા રે. ૧૦૦
થઈ જય જય જયકાર, મોરારિ મારા રે;
ગુણગાતી રાધીબાઇ સાર, મોરારિ મારા રે. ૧૦૧
ગુરૂ અવધૂત નાથ પ્રતાપ, મોરારિ મારા રે;
ગાઉં ગુણ મી હરિકા માપ, મોરારિ મારા રે. ૧૦૨
ચાતુર માસ વટપુરી વાસ, મોરારિ મારા રે;
રમતારામ છે રાધી પાસ, મોરારિ મારા રે. ૧૦૩
નાગડાકો ભલો સંઘાત, મોરારિ મારા રે;
રાધી મનમે ન હોય ઊદાત, મોરારિ મારા રે. ૧૦૪
આનંદસે અતિ હુઇ મગ્ન, મોરારિ મારા રે;
રધિરમાણસે કરતી લગ્ન, મોરારિ મારા રે. ૧૦૫
ધન્ય દેવ દેવ કૃષ્ણા રાઇ, મોરારિ મારા રે;
ગરબો ગાણી ગઈ રાધી ફુલાઈ, મોરારિ મારા રે. ૧૦૬
ગાયે ગરબો જે કોઈ બાઈ, મોરારિ મારા રે;

---

૯૬ મહરાઈ—મહારાય. ૯૮ પાહીજે—જોઇએ. ૯૯ એત્તુ—એટલું
૧૦૨ મી—હું. ૧૦૩ ઉદાત—ઉદાસ.

મળે મુચુકુંદ જેવું સાહી, મોરારિ મારા રે. ૧૦૭
તે તો સુખ દુઃખ છોડે જાય, મોરારિ મારા રે;
તે તો જમચા માર ન ખાઈ, મોરારિ મારા રે. ૧૦૮
ધન્ય ધન્ય હે જદુરાઈ, મોરારિ મારા રે;
ગુણ રાધીબાઈ રૂડા ગાઈ, મોરારિ મારા રે. ૧૦૯
ગરબો ગાઇ જે કોઇ જન, મોરારિ મારા રે;
ગરબો સુણે હોઇ પરસન, મોરારિ મારા રે. ૧૧૦
રાધીબાઇ ગાઇ ધન્ય ધન્ય, મોરારિ મારા રે;
થાય પ્રસન્ન તન ને મન, મોરારિ મારા રે. ૧૧૧
અવધૂતનાથકો અતિ હે પ્રભાવ, મોરારિ મારા રે;
ગુણ ગાઇ રાધી હોઇ સાવ, મોરારિ મારા રે. ૧૧૨
ભજે કૃષ્ણ કૃષ્ણ ભગવાન, મોરારિ મારા રે;
રાધી તરી ગઇ સમરી કાંન, મોરારિ મારા રે. ૧૧૩
બાઈ બેની સમઘેલા પ્રણામ, મોરારિ મારા રે;
કૃષ્ણ ભજે હોઈ જાઈ કામ, મોરારિ મારા રે. ૧૧૪
નમન કરતી રાધીબાઈ, મોરારિ મારા રે;
અવધૂતનાથકી બડી હે સાઈ, મોરારિ મારા રે. ૧૧૫

---

# मीरांमाहात्म्य.

## અભંગની ચાલનો

## ગરબો.

મીરાંબાઇ નામ, ભજી સુંદરશ્યામ;
ભૂમિતળીં નામ, થયું સારૂં જો. ૧

---

૧૧૨ સાવ—સાવધાન. ૧૧૪ સમઘેલા—સમમને. ૧ ભૂમિતળીં—પૃથ્વીના તળીઆ—પૃષ્ઠ ઉપર.

રાધી ગાઈ ગુણ, ભજનાચી ધણ;
કાંઈ નાહિ ઊણ, દેવા મન માંહી. ૨
ધન્ય ધન્ય દેવા, કરૂં તુઝી સેવા;
પાઉ મિષ્ટ મેવા, મીરાં નામી. ૩
રાધીબાઈ નામ, મીરાં મહાધામ;
ભેટયા સુંદરશ્યામ, ધન્ય ધન્ય બાઈ. ૪
હરજી હજૂર, બળ ભરપૂર;
ભગતાચેં શૂર, મીરાંબાઈ નામ. ૫
કળિયુગીં બાઈ, શ્યામ શું સગાઈ;
ભક્તરાજ કહાઇ, મીરાંબાઈ ધન્ય. ૬
નરસંઇ મે'તા નામ, તુકારામ કામ;
મીરાં[ બાઇ ] ભક્તધામ, અતિ મોટાં. ૭
જ્ઞાનેશ્વરી ગૂઢ, રાધી મતિ મૂઢ;
ધન્ય ગરૂડારૂઢ, ભજે રાધીબાઇ. ૮
દેવાકેરી સેવા, રાધી પામી મેવા;
ભકત કાજ એવા, કૃષ્ણ રામ રાયા. ૯
માતા છોડી બાઈ, ભાઈની સગાઈ;
કિયા સગા જદુરાઈ, ધન્ય મીરાંબાઈ. ૧૦
ભૂતળીં નાહિ કોઈ, જસી મીરાંબાઈ;
જદુનાથ સાઈ, ધન્ય બાઈ નામ. ૧૧
રૂસલા નવરા, જસા ભવરી ભવરા;
તજીલા નવરા, બાઈ ધન્ય ધન્ય. ૧૨

---

૨ ધૂણ—ધૂન. ઊણ—કમી. ૩ તુઝી—તારી. પાઉ—પામું. ૫ ભગતાચેં શૂર—ભક્તોમાં શૂર. ૬ કળિયુગીં—કળિયુગમાં.

૧૧ ભૂતળીં—પૃથ્વીમાં. જસી—જેવી. સાઈ—સહાય. ૧૨ રૂસલા—રિસાયો. નવરા—સ્વામી.

તજલે મીરાંબાઈ, છોડલી સગાઈ;
એક જદુરાઈ, મની ધરલા. ૧૩
અશી ભક્ત કોણ, સગાઈ શી મોન;
સહુ નાખ્યા બાઇ ખોણ, ધન્ય મીરાંબાઇ. ૧૪
દેવાકેરી સેવા, તજી અહમેવા;
દુસરા ન દેવા, મીરાં નામ ધારી. ૧૫
લીધી એક મઢી, સંતની જોડ જડી;
નાચે ખડી ખડી, વડી મીરાંબાઈ. ૧૬
તાલ ધરીં હાથીં, છૂટા કેશ માથીં;
સંતનની સાથીં, ધન્ય મીરાં બાઇ. ૧૭
લોક લજ્જા મૂકી, ભજન ન ચૂકી;
કોઇથી ન રૂકી, મીરાંબાઈ નામ. ૧૮
મળે લોક જોવા, સંશયને ખોવા;
દુઃખ નાખ્યાં રોવા, ધન્ય મીરાંબાઈ. ૧૯
હસે છે સકળ, જાણે નહિ કળ;
છે અતિ મહાબળ, મીરાંબાઈ. ૨૦
લાજ નહિ લવ, સવ અપસવ;
બીજું નહિ કવ, મીરાંબાઈ નામ. ૨૧
શૃંગારીલા દેવ, કિની સારી સેવ;
તજી અહમેવ, મીરાંબાઈ નામ. ૨૨

---

૧૪ અશી—એવી. મોન—મોહન. ખોણુ—ખૂણામાં. ૧૫ દુસરા—બીજા. ૧૭ હાથીં—હાથે. માથીં—માથે. સંતનની—સંતોની.

૧૮ રૂકી—રોકાઇ—અટકી. ૧૯ દુઃખ ઈ૦—દુઃખને રોવાને નાખ્યાં અર્થાત્ દુઃખ પોતે ખૂણે પડીને રૂએ છે.

૨૧ સવ—સવ્ય. અપસવ—અપસવ્ય. કવ—કબ (ક્યારે) અથવા કવન.

ગણ્યા નહિ કોઈ, સોઈ નવ જોઈ;
રહ્યા અરિ રોઈ, ધન્ય મીરાંબાઇ. ૨૩

વર્ષ ભયે સોળ, જોબન ઝકજોળ;
રૂપ છે અતોલ, મીરાંબાઈ નામ. ૨૪

મોહ પામે દેવ, કરે આવી સેવ;
નવરાચા ભેવ, કળે નહિ કોઈ. ૨૫

એવી બાઈ ધન્ય, રાધી લહે મન;
શંકર ગેલે વન, રાધી નામ સુણી. ૨૬

લોક ભણે બાઈ, નવરા છે રાઈ;
જાણે નહિ કાંઈ, રાધી આહે મૂઢ. ૨૭

ભવસિંધુ તરણા, ત્યાચા સાઈ શરણા,
જસા રાધી વરણા, મીરાંબાઈ તૈસી. ૨૮

ઘૂઘર બાંધી પાય, હરિગુણ ગાય;
શ્યામકી હે સાંય, મીરાંબાઇ મોટી. ૨૯

નાચે થેઈ થેઈ, જોઈ સહુ રેઈ;
કોઇ નવ કે'ઈ, મીરાંબાઈ પાસી. ૩૦

હાવભાવ કરી, શ્યામ શું જી વરી;
લાજી નહિ જરી, મીરાં ધન્ય ધન્ય. ૩૧

ઠમકારે નામ, લેતી સુંદરશામ;
વા'લા નહિ દામ, મીરાંબાઇ. ૩૨

તુલસીની માળા, અંગ ધરી બાળા;
ભજે હરિ કાળા કૃષ્ણ રામ રાયા. ૩૩

---

૨૪ ઝકજોળ-ઝાકમજોળ-ખૂબ. ૨૯ ઘૂઘર-ઘૂઘરા. ૩૦ રેઈ—રહે. કે'ઇ-કહે. પાસી-પાસે. ૩૧ જી—જે.

નામ એક તેનું, નહિ બીજું કેનું;
સફળ છે એનું, જીવિત બાઈ. ૩૪
સવારમાં ઊઠી, કરતા બની મૂઠી;
શ્યામની મારે ખુંટી, લીજે હરિ દેવા. ૩૫
સુખડી તો સારી, લેવે પ્રભુ પ્યારી;
આરોગતા ધારી, મીરાંબાઈ પાસીં. ૩૬
મોહ્યા દેવા રૂપ, જૈસા અન્ન તૂપ;
ત્રિભુવન ભૂપ, મીરાં રૂપ મોહી. ૩૭
જમી જાય કિષ્ણા, રમી જાય જિષ્ણા;
પૂરી જાય તિષ્ણા, દેવ ધન્ય ધન્ય. ૩૮
ગાણે નવ મીરાં, અરિયનકો ભીરાં;
મન માંહિ ધીરાં, મીરાંબાઈ નામ. ૩૯
એમ ભજે દેવા, નિત્ય મળે સેવા;
અરપતી મેવા, મીરાંબાઈ નામ. ૪૦
સંત સાથ રોજ, કરે મીરાં ખોજ;
મન અતિ સોજ, રાખે મીરાંબાઇ. ૪૧
તેથી મળી લોક, કરે વાત ફોક;
કોણી દાખવતા શોક, મીરાંબાઇ માટીં. ૪૨
એવી થાય વિધિ, કોઇ કથે બાઇ સીધી;
છે મીરાં માહાનિધિ, બાઈ ધન્ય ધન્ય. ૪૩
લોક બોલે એમ, મીરાં ચૂકે નહિ નેમ;
તેથી હોઈ ક્ષેમ, રાધે લ્હાણે. ૪૪

---

૩૫ બની મૂઠી—મૂઠીભર સામગ્રી બની આવે તે. ખૂટી—ટેક. ૩૯ અરિયન-શત્રુ. ભીરાં-ભીડયાં- ૪૧ ખોજ-શોધ. અર્થાત્ હરિચર્ચા. સોજ ( સોજું )-નિર્મળ. ૪૨ માટીં—માટે.

એક વેળાં ત્યાંહિ, મીરાંસ્વામી જ્યાંહિ;
લોક ગયા ત્યાંહિ, જે અરિ હુતા. ૪૫
ત્યાણી વાણી ભાખી, મીરાં કુષ્ટ દાખી;
દિલેં બહુત સાખીં, લોક સારા સારા. ૪૬
તેણે ખીજ્યો રાણો, હતો જેહ શાણો;
હૃદયાનો કાણો, થયો મીરાંસ્વામી. ૪૭
લોક બોલે એમ, તારી તજી નારી નેમ;
નથી કરતી ખેમ, સુણ રાજા. ૪૮
રાજા મુખે બોલ્યા, મન માંહિ ડોલ્યા;
ઘુંચવણીમાં ઘોલ્યા, પૂછે કેવું કામ. ૪૯
તવ બોલે લોગ, તમકુ બડો રોગ;
નઠારો છે જોગ, સુણો તમે રાજા. ૫૦
મીરાંબાઈ નામ, કરે કીર્તનનાં કામ;
ભજે મોટા શ્યામ, સુણો રાજા. ૫૧
વૈરાગીની સાથ, ઝાલે તાકો હાથ;
બીડે અંગ બાથ, રાણા તારી મીરાં. ૫૨
નથી નથી ભક્ત, છે વિષયમાં રક્ત;
વખોડિયું જક્ત, સુણો તમે રાજા. ૫૩
ત્યારે કોપ્યો રાણો, હતો જેહ શાણો;
થયો હૃદે કાણો, ગયો ધાઈ ત્યાંહી. ૫૪
બેઠી મીરાંબાઈ, જદુવર શું સગાઈ;
ગયો રાણો રાઈ, હાથે ધરી ખડ્ગ. ૫૫
જુએ ત્યાં તપાસી, નવ કોઈ પાસીં;

---

૪૬ ત્યાણી—તેમણે. દિલે—આપ્યા. સાખીં—સાક્ષી. ૪૭ કાણો—કટેલો. ૪૮ ખેમ (ક્ષેમ)—રૂડું. ૫૨ તાકો—તેમનો. બીડે—બીડે.

ધરી ખડ્ગ ઉદાસી, રાજા થયો ત્યારે. ૫૬
મીરાં ભણે રાણા, કેમ આવ્યા શાણા;
થયા હૃદે કાણા, બોલો બોલો આજ. ૫૭
તવ ભણે રાણો, તમો ભોગ માણો;
સુણ્યો એવો ગાણો, આવ્યા તેમાં આજ. ૫૮
મારવાને કાજે, આવ્યો આવે સાજે;
તું [ તો ] ભજે રામ રાજે, તેથી દુઃખ ધારૂં. ૫૯
મીરાં ભણે મારો, અન ધારીઓ ઉગારો;
રાણા શામને સંભારો, થાય અતિ સુખ. ૬૦
ગયો ઘેર રાણો, બૈનીલા ભણે શાણો;
તુમ્હી મીરાં માણો, જઇ તેને ધામ. ૬૧
ગઇ બેન ત્યાંહી, બૈઠી મીરાં જ્યાંહી;
બોલી કાંહી કાંહી, જઈ નણદી નાવ. ૬૨
તેનો નથી શોક, જીત્યા સર્વે લોક;
હરિ ભજન હે રોક, મીરાંબાઇ નામ. ૬૩
તુળસીનો કાઠ, મીરાં છોડ ઠાઠ;
એ હે સબ માઠ, ખરી કહું વાત. ૬૪
મીરાં ભણે ખોટું, બીજું સબ છોટું;
હરિ વિના નવ લોટું, અમો ભૂમિતલીં. ૬૫
નણદીં ભણે ચાલ, રાજ્યને સંભાળ;
રાણી બની થાવ ન્યાલ, તો તો અતિ સારૂં. ૬૬

---

૫૮ ગાણો–ગાયન અર્થાત્ કથન. ૬૦ અન ધારીઓ ઇ૦–ઉગારવાનું ન ધારશો. ૬૧ બૈનીલા–બેનને. માણો–અનુભવો–તપાસ કરો. ૬૨ નાવ –નામ. ૬૪ નણદ કહે છે: તુલસીનો ઇ૦––૨૫૦૮.

મીરાં કહે ખોટું, સગું સહુ છોટું;
ખરી નીત ચોટું, કૃષ્ણા રામ રાયા. ૬૭
ભજું રાઘેરમાણા, અશરણાચા શરણા;
કરે મીરાં ભરણા, એક ટેક મની. ૬૮
ડર્યો મન રાણો, મીરાં મન માન્યો;
હરિ સાચો જાણ્યો, બૈની કશી બોલે. ૬૯
એમ કરીને વિચાર, નણદી વાળી ત્યાર;
[ લોક ] કરે અસત્ય ઉચ્ચાર, ગામલોક સહુ. ૭૦
રાણાને ચઢી રીસ, ગયો કાઢી મિષ;
જોયો મેહેલ દાસ વીસ, એક દીઠી મીરાં. ૭૧
વળી આવ્યા લોગ, જુઓ મીરાંકેરા શોગ;
કરે વિધ વિધ ભોગ, અછી અછી નાચે. ૭૨
ગયો રાણો ત્યાર, જઈ જુવે નવ સાર;
ખોટા છે પુકાર, ત્યારે પામે દુઃખ. ૭૩
એમ જુવે રાત દા'ડો, અરિયન લોક આડો;
મીરાંનો અખાડો, જઈ જુવે નિત્ય. ૭૪
મીરાં નવ બીને, કૃષ્ણા સાથી ભીને;
રંગ રાગ ચીને, કરે થેઇકાર. ૭૫
એમ નિશ દિન, લેખવે સૌ દીન;
હરિથી ન ભિન્ન, મીરાંબાઇ નામ. ૭૬
એકદા રાતીં રાણા, સુખ ભોગ માણા;
આઇકલા ગાણા, મીરાંબાઇ ઘરીં. ૭૭

---

૬૭ નીત—નીતિવડે. ૭૫ ભીને-પલળે ( હરિ ભક્તિમાં ). ચીને-જાણે. ૭૭ રાતીં-રાત્રે. આઈકલા-સાંભળ્યું.

રાતી નવ સૂતા, દુઃખ બીચ ખૂતા;
થયા જેસા ભૂતા, ગાય છે સબેર. ૭૮
હાથ ધરી ઝેર, ના કૈંગરલાચી પેર;
ગેલા મીરા ઘેર, ઉઘાડો નારી ધામ. ૭૯
સુણી ગઈ મીરાં, ભગતકી ભીરાં;
મન જ્યાકો ધીરાં, ગઇ મીરાં નામ. ૮૦
ઉઘાડતી બા'ર, બોલ્યો રાણો ત્યાર;
કોણ છે ઉચારચ, મીરાંબાઇ બોટી. ૮૧
જોઇ ચઢી માળ, દેખ્યા નવ તેહ કાળ;
લાગી નહિ ભાળ, મીરાંબાઇ એક. ૮૨
તોય બોલ્યો રાણો, [ તમે ] પિયો પ્યાલો જાણો;
હળાહળ વિષ આણ્યો, બાઈ મીરાં કાજ. ૮૩
આણી આપ્યું ઝેર, પીધું મીરાં પેર;
દેવને ધરાવી મેર, પીધું મીરાંબાઈ. ૮૪
થયું તે અમૃત, કરી દેવા સરત;
વળિયું વરત, રાજી થઇ મીરાં. ૮૫
રાણો ગયો ઘેર, મીરાં ગઇ હરિમેર;
દ્વારકાની પેર, લીધી મીરાંબાઇ. ૮૬
વશ્યાં જઈ મીરાં, અંતરકે ધીરાં;
તજી સબ પીરાં, ગઇ દ્વારકા માંહિ. ૮૭
કરે રંગ ભોગ, જુએ સહુ લોગ;
ગયા દુઃખ રોગ, ધન્ય ધન્ય મીરાં. ૮૮

---

૭૮ ખૂતા—કળી ગયેલો. સબેર—સવાર. ૭૯ ગરલાચી—ઝેરની. ૮૦ ભીરાં-ભીરૂ—સાથી. ૮૪ મેર—શ્રેષ્ઠ. સરત—દૃષ્ટિ. ૮૫ વરત—વળત—પાછું.

એવી સતી મીરાં, અંતરની મીરાં;
નહિ ભજન અધીરાં, મીરાંબાઇ. ૮૯
એવી થાય રાધી, અરથની સાધી;
અવધૂત ગુરૂ બાધી, નામ રાધીબાઇ. ૯૦
કૃષ્ણા દેવા ગાઇ, સુખ દિલ થાઇ;
અવધૂતનાથ સાઈ, બાઈ મીરાં જેસી. ૯૧
લોક બોલે કૈડ, ખાય સબ ધૂડ;
જાતિકે હે ધૂડ, લોક અરિ નામા. ૯૨
કરૂં કૃષ્ણા સેવા, અવધૂતનાથ દેવા;
પામું મિષ્ટ મેવા, રાધીબાઈ નામ. ૯૩
રામનાથીં મૂકામ, ચાતુરમાસી ધામ;
જાત્રાકો વિશ્રામ, કરૂં આઠ માસ. ૯૪
ગાઉં હરિગુણ, ભજનાચી ધુન;
સબ પાઠચા પુણ્ય, રાધીબાઈ સાચ. ૯૫
દેવા ધન્ય ધન્ય, રીઝે રાધી મન;
ગાય ગુણ ધન્ય, રાધીબાઈ. ૯૬
મીરાજીકો મા'ત્મ્ય, ગાઈ ગુણ આત્મ્ય;
બડો અતિ મા'ત્મ્ય, મીરાંબાઇકેરો. ૯૭
મીટી સબ ફેરો, હરિકો દેઈ ડેરો;
મીટે જમ વેરો; ગાય મુખીં કૃષ્ણ. ૯૮
ગાય બાઈ બૈની, ભાચી સાસ વૈની;
ભાળીં કૃષ્ણ નૈની, કૃષ્ણ રાધેરમણા. ૯૯

---

૯૦ બાધી—અવધૂત ગુરૂ સાથે બંધાઇને.

૯૨ ધૂડ-ધૂળ. ૯૫ પાઠચા—પાછલા (પૂર્વ જન્મના) ૯૮. મુખી-મુખે. ૯૯ ભાચી-ભત્રીજી. સાસ-સાસુ. વૈની-ભોજાઇ. નૈની-નેત્રે.

નમી રાધીબાઈ, મારાં માહાત્મ ગાઈ;
કૃષ્ણા રાઈ સાઈ, રામ સીતા રાયા. ૧૦૦
વટપુર પુરીં, ચિંતા ચકચૂરી;
લીલા નાહિ અધૂરી, રાધી રાધેરમણા. ૧૦૧

---

## ગરબીઓ.

### ગરબી ૧ લી.

ગોકુળી વસલા કાન, રાધેરમણા રે;
એની કરે ગોપીજન સેવ, રાધેરમણા રે. ૧
એ તો દેવનકો હે દેવ, રાધેરમણા રે;
યાકો જાણે કોઇક ભેવ, રાધેરમણા રે. ૨
રાધિકા છે એના પ્રાણ, રાધેરમણા રે;
બહુસા હે જાણ સુજાણ, રાધેરમણા રે, ૩
કરે સુરીનર મુનિવર સેવ, રાધેરમણા રે;
હે સબીનકો વો દેવ, રાધેરમણા રે. ૪
રૂપે સુંદર હે ઘનશ્યામ, રાધેરમણા રે;
તરે દેવે જાકો નામ, રાધેરમણા રે. ૫

### ગરબી ૨ જી.

ધન્ય ધન્ય કૃષ્ણા ભગવાન, કૃષ્ણા રાયા રે;
કોઇ જાને જાન સુજાન, કૃષ્ણા રાયા રે. ૧
નંદરાયકા હે દુલાર, કૃષ્ણા રાયા રે;
સહે અપાર ભૂમિભાર, કૃષ્ણા રાયા રે. ૨

---

૧ યાકો—જેનો. વો—એ. ૨ દુલાર—પુત્ર. તેકા—તેનો.

હે રાધિકા જીવન પ્રાણ, કૃષ્ણા રાયા રે;
કોઈ જાને જાણ સુજાણ, કૃષ્ણા રાયા રે. ૩
જેના ગુણ છે બાઈ અપાર, કૃષ્ણા રાયા રે;
તેકા પાવે કોઈ બાઈ પાર, કૃષ્ણા રાયા રે. ૪
ગાય રાધી કેસે ગુન, કૃષ્ણા રાયા રે;
લગી કૃષ્ણ નામકી ધૂન, કૃષ્ણા રાયા રે. ૫

ગરબી ૩ જી.

ભજે રામ કૃષ્ણ દુઃખ જાય, રાધી જ્ઞાણીતી રે;
બહુતસા સુખ સબકો થાય, રાધી જ્ઞાણીતી રે. ૧
પાવે નામસે સુખ સાર, રાધી જ્ઞાણીતી રે;
તરે બાલક નર ઓર નાર, રાધી જ્ઞાણીતી રે. ૨
ગાયે કેશવ કમળાનાથ, રાધી જ્ઞાણીતી રે;
તર જાય સબકો બાઈ સાથ, રાધી જ્ઞાણીતી રે. ૩
એસા દેવનકો હે દયાળ, રાધી જ્ઞાણીતી રે;
જો પાવનકો હે જાળ, રાધી જ્ઞાણીતી રે. ૪
ધન્ય ધન્ય કૃષ્ણારાય, રાધી જ્ઞાણીતી રે;
તોકુ ભજનસેં સુખ થાય, રાધી જ્ઞાણીતી રે. ૫

ગરબી ૪ થી.

હરિ વિઠલ વિઠોબા નામ, ગાના ગાના રે;
તુમરી હો જાઈ કામ, ગાના ગાના રે. ૧
કાંઇ લગે નાહિ તુમકો દામ, ગાના ગાના રે;
મીલજાઈ હે સુંદરશ્યામ, ગાના ગાના રે. ૨
ધન્ય ધન્ય હે રાધે સ્વામ, ગાના ગાના રે;
ભજો રસનાસેં વો નામ, ગાના ગાના રે. ૩

---

૩ બહુતસા—ઘણું. તરજાય—તરી જાય. ૪ તુમરા—તમારૂં.

હોઇ જાઈ તુમારા કામ, ગાના ગાના રે;
રાધેબાઈ જપતી શ્યામ, ગાના ગાના રે. ૪
જો જપે સો પાવે ધામ, ગાના ગાના રે;
મીલી જાઈ સુંદરશ્યામ, ગાના ગાના રે. ૫

ગરબી ૫ મી.

રાધીબાઇ ભણે સુણ બૈની, કાન હે કાળા;
કરે બહુતેરા મન માંન, અતિ છે રૂપાળા. ૧
દેખા મનકા હે મસ્તાન, બલ જાઉ રૂપનકું;
જેસે અગ્નમે દીપે અપાર, ખાતે તૂપનકું. ૨
એસે ગુણ હરિકે હે અપાર, ગાઈ સબ બાઇ;
તો ઉતર જાવ તુમ પાર, મિલિયો કહું ધાઇ. ૩
જદુવરકી ધારી સાઈ, ગુણ ગાય રાધી;
સબ ધરી અંતર સગાઇ, સબનસે જા બાધી. ૪
ગુરૂ અવધૂતનાથ પ્રતાપ, ગરબી ગાતી હે;
સુખકા લેતી સાર, કાફી મિલાતી હે. ૫

ગરબી ૬ ઠી.

મેરી ઉતાર મટકી કાન, રાધી અંગ ભરતી;
તુમ માનો હમારા કાન, રાધી દિલ ડરતી. ૧
નથી નથી કોઈ અન્ય, ચોરી શાની છે;
કા'ના ઉમર તુઝી સાર, અતિશે નાની છે. ૨
મેરી ઉતાર મટકી કાન, ભાર ભર્યો શિરે;
તું તો આયો અમારી સંઘાત, જમુનાની તીરે. ૩

---

૫ બહુતેરા—ઘણા—અથવા મનસેં તેરા માન બહુ કરે એમ પણ અર્થ થાય. બાધી—(બાધા) પીડા. કાફી—એ નામનો રાગ.

૬ ભરતી—ભારે મરે છે.

થાકો દિલબિચ કર ન વિચાર, કાના કાળા હે;
મોરી તૂટે મોતીમાળ, તેરે મન ચાળા હે. ૪
રાધી ઉતાર મટકી આજ, બંસીવાળા હે;
રાધી ગુણગાતી અપાર, મોરલીવાળા હે. ૫

## ગરબી ૭ મી.

આજ આવે હરિ અમ પાસ, ગુણ સબ ગાવંગે;
કરંગે કૃષ્ણકી અહ્નિ દાસ, ગુણ સબ ગાવંગે. ૧
આજ મન નથી મારૂં ઉદાસ, ગુણ સબ ગાવંગે;
સબ કરૂં બાત પરકાશ, ગુણ સબ ગાવંગે. ૨
એસા સમય નહિ સરદાર, ગુણસબ ગાવંગે;
કો પાવે કૃષ્ણા પાર, ગુણ સબ ગાવંગે. ૩
ધન્ય ધન્ય રાધી અવતાર, ગુણ સબ ગાવંગે;
આ મીલા આજ સરદાર, ગુણ સબ ગાવંગે. ૪
નથી નથી કંઇ ન્યારૂં આજ, ગુણ સબ ગાવંગે;
મીલ્યા કૃષ્ણારાય મહારાજ, ગુણ સબ ગાવંગે. ૫

## ગરબી ૮ મી.

માર્યો દૈત્યને મહારાજ, સુખી હુઇ ગોપીઓ;
તબ રોપ્યા હે હરિ પાગ, સુખી હુઇ ગોપીઓ. ૧
ધન્ય ધન્ય સબ ગાવે ગુણ, કૃષ્ણા રાયાચે;
મારી ડાલે સબ જો દૈત્ય, રાધી સાંયાચે. ૨
નવ ગણે બળ અપાર, ધન્ય દેવા કૃષ્ણા;
પૂરી સેવક જનકી આસ, સબ મનકી તૃષ્ણા. ૩
ભજો કૃષ્ણ કૃષ્ણ તુહ્નિ કૃષ્ણ, હરિ રાધેરમણા;

---

૭ ગાવંગે—ગાઇશું. અહ્નિ—અમે. દાસ-દાસત્વ.

દુઃખ ભાગેગા અતિદૂર, મિટ જાયે કુડ સમાણા. ૪
ધન્ય રાધી ગાઇ ગુણ, દેવા કરૂં સેવા;
મીલે રાધીકો શણગાર, ઔર મિષ્ટન મેવા. ૫

ગરબી ૯ મી.

જમુનાકે તીર પાસ, બેઠી છે રાધી;
જઈ કૃષ્ણ દેવ મહારાજ, સબનકુ બાધી. ૧
એક સાધી દૂતી દેવ, રાધેકો કહેના;
મને મળે કરૂં સબ સેવ, છૂપકે રહેના. ૨
નવ જાણે બેઠા કોઇ, ઝાડમેં જા બેઠો;
અમ આતે છોડી સાથ, ઝાડમે જા બેઠો. ૩
તબ ભઇ રાધી ચકચૂર, આજ દિન સારા છે;
કિયા કૃષ્ણરાય વિચાર, સુખના ભારા છે. ૪
મોકુ મિલે કૃષ્ણ કીરતાર, રાધી મન રીઝે;
રાધીબાઇ ગાઇ ગુણ, અવધતસેં ભીજે. ૫

ગરબી ૧૦ મી.

હરિ છોટા છોટા દેવ, માર અસુર દિયા;
પૂતનાકો લીના પ્રાણ, એસા કામ કિયા. ૧
નવ ડરે કૃષ્ણ રાઇ, અસુરકે સાથા;
તોરે બરે બરે અસુર, ધરી ધરિયાં માથીં. ૨
નવ મિલા કોઇ ભરપૂર, કૃષ્ણાકા સાથીં;
ત્યાલા ઝીતે કોણ અસુર, સબનકે હે માથીં. ૩

---

૯ સબનકુ—સર્વને. બાધી—આંતરી—રોકી. સાધી—સાધ્ય કરી.

૧૦ તોરે—તોડ્યા. બરેબરે—બડેબડે—મોટા મોટા. ધરી પકડીને. ત્યાલા—તેને. ભૂમિતલી—પૃથ્વીમાંના. રાંતી—રહેતી.

એના ગુણ તો છેજ અપાર, ગાય કો નવ સકતા;
તરીં ભૂમિતલીં કોઇ કોઈ, હરિ જનસા ભક્તા. ૪
રાધીબાઈ ગાઈ ગુણ, અવધૂતકે સાથીં;
કરી રામનાથ વિશ્રામ, અવધૂતસેં રા'તીં. ૫

ગરબી ૧૧ મી.

યશોદા ઘરી ઓછવ આજ, સુત જાયા માતા;
પધારે ગોકુળ રાજ, સુત જાયા માતા. ૧
સબ મળી ગોપી ગોવાળ, સુત જાયા માતા;
સુની અછી અછી સબ ભાળ, સુત જાયા માતા. ૨
મહી દૂધ લાઈ સબેર, સુત જાયા માતા;
નવ કરી કાંઇ બેર, સુત જાયા માતા. ૩
ધન્ય ધન્ય કે' યમુનામાઈ, સુત જાયા માતા;
રખો સુખમેં કા'ના ભાઈ, સુત જાયા માતા. ૪
ગુણ ગાતી રાધીબાઈ, સુત જાયા માતા;
હુઈ મગન મનકે માંહી, સુત જાયા માતા. ૫

ગરબી ૧૨ મી.

તન ધન મન મેરા કૃષ્ણ, ગુણ મેં ગાતી હું;
પૂરે મનકી વોહી તૃષ્ણ, ગુણ મેં ગાતી હું. ૧
ધન્ય ધન્ય દેવા રાજ, ગુણ મેં ગાતી હું;
કિયા રાધીબાઈકા કાજ, ગુણ મેં ગાતી હું. ૨
મળ્યા કૃષ્ણ તમે મહારાજ, ગુણ મેં ગાતી હું;
હુઆ રાધીબાઈના કાજ, ગુણ મેં ગાતી હું. ૩
નથી તારી બરાબર કોઈ, ગુણ મેં ગાતી હું;

---

૧૧ સબેર-સવારમાં. બેર-વાર.

તુહ્મી સરવસ ધારો સોઈ, ગુણ મેં ગાતી હું. ૪
રાધીબાઈ રીઝતી મન, ગુણ મેં ગાતી હું;
હુઆ મગન અતિશે તન, ગુણ મેં ગાતી હું. ૫

ગરબી ૧૩ મી.

દધિકે લીને શિર માટ, ગોપી જાયે છે;
તેને રોકે કા'ન મહારાજ, સુખી થાયે છે. ૧
ત્યારે રાધા બોલી બોલ, તુહ્મિ સહુ છો ચોરા;
ખાઓગે હમરા મારા, ભગજાઓ ભેરા. ૨
તબ ખીજે અતિશે બાળ, હુઇ લડાલડી;
તબ ભગ ગઈ રાધી સાર, ગોપી આઇ બડી. ૩
તબ ગયે ગોપ મુરઝાઇ, દાવ ન ફાવ્યો રે;
હો ગયા બહુતસા ધૂપ, સાથ લજાવ્યો રે. ૪
ગુણ ગાય રાધીબાઇ, રાધેરમણા રે;
તું દે હરિ મદ્દા આજ, સુખચા શરણા રે. ૫

ગરબી ૧૪ મી.

બળરામ બડે બળપૂર, વિશાખા તેસી રે;
મીલી જોડ બડી ભરપૂર, વિશાખા તેસી રે. ૧
જેસે રાધા કૃષ્ણારાઈ, વિશાખા તેસી રે;
તેસે રામ વિશાખા માઈ, વિશાખા તેસી રે. ૨
મચ્યો ખેલ અપાર બડાઇ, વિશાખા તેસી રે;
જાકો કૃષ્ણારાઈકી સાઈ, વિશાખા તેસી રે. ૩

---

૧૩ દધિકે—દહીનાં લીને—લીધાં. માટ—મટુકી. હમરા—અમારો. મારા—માર. ભગજાઓ—નાશી જાઓ. ભેરા—સૌડા. મુરઝાઈ—ગભરાઈ. બહુતસા—ઘણોક. ધૂપ—તાપ.

૧૪ વિશાખા—બળરામની પ્રિયા ગોપી.

ઝીતે બળદેવ બડે બળવાન, વિશાખા તેસી રે;
જો અતિ ઘણા રૂપવાન, વિશાખા તેસી રે. ૪
ધન્ય ધન્ય કૃષ્ણારાઇ, વિશાખા તેસી રે;
ધરે રાધીબાઇકી બાંહ્ય, વિશાખા તેસી રે. ૫

ગરબી ૧૫ મી.

રમે દડેસે હરિહર ગોપ, દડા જા અટકા રે;
સબ હસી પડ્યા મિલિયા ગોપ, દડા જા અટકા રે. ૧
તબ કિયા કૃષ્ણને કોપ, દડા જા અટકા રે;
પડે જમના ભીતર ધોપ, દડા જા અટકા રે. ૨
રડે ગૌવાં ઓર ગોપ, દડા જા અટકા રે;
કિયા કૃષ્ણરાયને કોપ, દડા જા અટકા રે. ૩
કોઇ ગયે માંતકે પાસ, દડા જા અટકા રે;
હુએ સુણી સહુ ઉદાસ, દડા જા અટકા રે. ૪
ગયે જમુનાકે તીર સાથ, દડા જા અટકા રે;
ઓળે રાધી મેરા નાથ, દડા જા અટકા રે. ૫

ગરબી ૧૬ મી.

સબકુ વારે રામ, કૃષ્ણ અબી આવેગા;
સબ રીઝાગે જોઇ કામ, કૃષ્ણ અબી આવેગા. ૧
નહિ માને કોઇ લોગ, કૃષ્ણ અબી આવેગા;
થયા કૃષ્ણ નામકા રોગ, કૃષ્ણ અબી આવેગા. ૨
એસી હુઇ દશા સહુ કોઇ, કૃષ્ણ અબી આવેગા;
મરે માતા અતિશે રોઇ, કૃષ્ણ અબી આવેગા. ૩
એસી બજી મુરલી મહારાજ, કૃષ્ણ અબી આવેગા;

૧૫ પડે—પડ્યા. ધોપ-ધબલઇને.

સુનતેમે ગઇ સબ દાઝ, કૃષ્ણ અબી આવેગા. ૪
ગુણ ગાવે રાધીબાઈ, કૃષ્ણ અબી આવેગા;
જાકો અવધૂતન સાઈ, કૃષ્ણ અબી આવેગા. ૫

ગરબી ૧૭ મી.

નાથ્યો કાલિ નાગ, કૃષ્ણા રાજે રે;
બજે ડફ મુરલી કે અવાજ, શુભનકે કાજે રે. ૧
ગાયે ગોપી મીલીકે ગીત, જોઈ દેવા રે;
કરને લગી હરિકી વાંહી, સબન મીલી સેવા રે. ૨
જોઇ યશોમતિ માત, મુખસેં બોલી રે;
ભાઈ ચઢયો ન તોકું વિષ, તુલના તોલી રે. ૩
ધન્ય કૃષ્ણા માઝા દેવ, હૃદયા દાબે રે;
માઈ મન માંહિ મગન, હૃદયા દાબે રે. ૪
ગુણ ગાઈ રાધીબાઈ, કૃષ્ણા કાળા રે;
નાથીકે આવી નાગ, હમકો વા'લા રે. ૫

ગરબી ૧૮ મી.

મહાદેહ બડે મસ્તાન, વિજયા પીવે રે;
હો જાય તુમાર કલ્યાણ, ભજના શિવે રે. ૧
અવધૂત હે મસ્તાન, જટામે ગંગા રે;
વિજયા પીવે નાથ, અંગ અભંગા રે. ૨
કરતા દેવા સેવ, શિવ સમઝાવે રે;
મસ્તાના હુઈ અપાર, મન મુરઝાવે રે. ૩
બડા દેવ દયાળ, કરના સેવા રે;
રાધીકે હો રખવાળ, મોટા દેવા રે. ૪

---

૧૭ વાંહી-તે જગોએ. ૧૮ વિજયા—ભાંગ. તુમાર-તમારૂં.

ગુણ ગાય રાધીબાઈ, હર હર ભોળા રે;
સબ છૂટે દુ:ખનકે દાબ, હર હર ભોળા રે. ૫

ગરબી ૧૯ મી.

તુહ્મિ અગડબંબ મહારાજ,
કરો શિવ રાધીકે કાજ;
સર્વ રાજન કે સાજ,
રાધી રાજ ધીરાજ. બંબં ભોળા રે. ૧
માઝી કરી કામના કાજ,
તુમ હો બડે રાજ મહારાજ;
અબ તો મિટાઇ દેના માઝ,
રખલિયો રાધીકે લાજ. બંબં ભોળા રે. ૨
તુઝા પૂત ગણપતિ રાજ,
કાર્તિકસ્વામી વો મહારાજ;
તુહ્મી સંસારાચી પાજ,
કરો માઝં હર તુહ્મી કાજ. બંબં ભોળા રે. ૩
કો પામે તમારો પાર,
છો દેવ સારમાં સાર;
છે બળ હર અપરંપાર,
રાધી હ્મણે હોઇ તૈયાર. બંબં ભોળા રે. ૪
અવધૂતનાથ ગુરૂ રાય,
તુહ્મી કરા રાધીલા સા'ય;
દુ:ખ રાધીકે સબ જાય,
રાધીબાઈ સુખાણી થાય. બંબં ભોળા રે. ૫

---

૧૯ કરા-કરો-પૂર્ણ કરો. કામના-ઇચ્છા. માઝ-માઝા-હદ. પાજ-સેતુ.

## ગરબી ૨૦ મી.

દત્તાત્રય બડે મહારાજ,
મેં અવધૂતનકે રાજ;
હે દિગંબરસા સાજ,
કેલી ભક્તાચે કંઇ કાજ. હરિ દત્તાત્રેય મહારાજ ૧
ગુરૂ કીને એકવીસ જાય,
ભજે તે સુખી સહુ થાય;
ગંગ જલમે જઈ નાંય,
બડે દત્તાત્રય મહારાય. હરિ દત્તાત્રેય મહારાજ. ૨
કુત્તા ગાઉંકે ગોપાળ,
કર દિયે ભક્તનકો ન્યાલ;
મીં રાધીબાઇ હું બાળ,
ગુરૂ માઝી ઘે સંભાળ. હરિ દત્તાત્રેય મહારાજ. ૩
તીન મસ્તક છે ગુરૂ દેવ,
કરે રાધી તારી સેવ;
જ્યાલા નહિ મની કાંઇ ભેવ,
એસા બડા દેવકા દેવ. હરિ દત્તાત્રેય મહારાજ. ૪
ઉજ્જયિની હુઆ મુકામ,
વહાં કિયા ગરબીકા કામ;
હરિ ગુનમે નહિ દામ,
ભજતી દત્તાત્રેય શામ. હરિ દત્તાત્રેય મહારાજ. ૫

## ગરબી ૨૧ મી.

આતા સમરૂં ગણપતિ દેવ,

---

૨૦ કેલી-કર્યાં. કુત્તા ઇ૦— કૂતરા અને ગાયોના ગોવાળ. ઘે—લે. મની-મન. ભેવ-ભેદ. ઉજ્જયિની ઇ૦—રાધાબાઇ યાત્રા કરતાં કરતાં ઉજ્જયિની આવી ત્યાં તેણે આ ગરબી રચેલી છે.

એક દેવ બડા હે એવ,
પૂજામે મિલતા મેવ. ગજાનન દેવા. ૧
સિદ્ધિ બુદ્ધિ બે નાર,
જે સહે શુંડકા ભાર;
જો ગ્રહે સારેકા સાર,
રાધીબાઇ ભલી ત્યાર. ગજાનન દેવા. ૨
સબ કામમે તું એક,
નહિ અશુભકા મન ટેક;
સબકુ ગણે ગણપતિ લેક,
અબ જો જગાતે અલેક. ગજાનન દેવા. ૩
તુહ્મિ હરકા બડાહે પૂત,
જાતિકા બડા હે સપૂત;
તોકુ રૂચે નાહિ બાઈ તૂત,
તું તો ડરે જોઇને ભૂત. ગજાનન દેવા. ૪
ગુણ ગાતી રાધીબાઈ,
અવધૂતનાથ ગુરૂકે સાઇ;
મીલું ગણપતિકો મેં જાઈ,
રાધીબાઇ તો ગુણ ગાઈ. ગજાનન દેવા. ૫

ગરબી ૨૨ મી.

રાધી બાઇ અંબાજી ગાય રે,
તન મનમાં સુખી થાય રે;
તુહ્મિ આબુ પર વશ્યાં માત રે,
આવી વાંહી રાધી તો જાત. અંબે આઇ રે. ૧

---

૨૧ મેવ—મેવા. લેક-બાળક. ૨૨ જાત—પોતે—જાતે. ભણે—કહે. પાહીજે—જોઇએ. ખંડી-ખાંડી. રાશ—ઢગલા. દાસ—દાસને. રાશે રાશ

શણગાર ધર્યા છે સોળ,
મુખમે ડારે તંબોળ;
હો રંગમે ઝાકમઝોળ,
ભણે પાહીજે સત્ય બોલ. અંબે આઈ રે. ૨
હે બાઘ બહુત તેરે પાસ,
એ તો કરતા સેવાની આશ;
હે લાખો ખંડી કે રાશ,
દુઃખ દે ન શકે તેરે દાસ. અંબે આઈ રે. ૩
ગુજ્જર ખંડમાં તારો વાસ,
આવે લોકો તે રાશે રાશ;
થાયે દર્શનનો આભાસ,
રીઝે આવ્યો જ્યાં તે દાસ. અંબે આઈ રે. ૪
જોઇ રચના આબુકી સાર,
મનવા હો જાય તારે તાર;
ચાહીએ નીતિકા શુભ ભાર,
રાધીબાઇ વાં જાવે ફાર. અંબે આઈ રે. ૫

ગરબી ૨૩ મી.

તુકારામ બડા સારા ભક્ત,
થઈ ગયા બડા સશક્ત;
જાકું જાણે સઘળા જક્ત,
જે ઇંદુઆમેં હે રક્ત. તુકારામ તોળ્યા. ૧
જેના અભંગ છે અપાર,

---

—ઢગલે ઢગલા. ફાર—ધ્રણી.

૨૩ સશક્ત–શક્તિમાન. ઇંદુઆમેં–વિષ્ણુમાં. રક્ત–પ્રીતિવાળા. તોળ્યા –વાણીઓ. આ–આવીને. જાળ દીને–બાળી નાખ્યા.

જેમાં ભજનાચા અધિકાર;
જેમાં જોઇએ સારકા સાર,
કરે ભજન પાવે પાર. તુકારામ તોળ્યા. ૨
જાકુ મીલે કૃષ્ણ મહારાજ,
જો રાજનકે હે રાજ;
આવી ભેટચા મારી સાજ,
થયું તુકારામનું કાજ. તુકારામ તોળ્યા. ૩
લીની બહુત વાર સંભાળ,
ભક્તકી આ લીની ભાળ;
જ્યાકે દુઃખ દીને જાળ,
કૃષ્ણા એ મચાવે છે તાળ. તુકારામ તોળ્યા. ૪
ગુણ ગાય શું રાધીબાઇ,
જેને જદુવરજીકી સાઇ;
બડ ભક્ત રાજના રાઈ,
નમી રાધીબાઈ ગુણ ગાઇ. તુકારામ તોળ્યા. ૫

ગરબી ૨૪ મી.

જ્ઞાનેશ્વરકે ભાઉડે ચાર,
જાકે જગમે હે નહિ પાર;
ધન્ય ધન્ય જ્ઞાનેશ્વર સાર,
જ્ઞાનેશ્વરી કેલી તુમ્હિ સાર. જ્ઞાનેશ્વર દેવા. ૧
રેડચા પાસ પઠાયે વેદ,
બોપદેવકું દિખાયા ભેદ;
બ્રહ્મનકો કિયા કેદ,

---

૨૪ ભાઉડે—ભાંડુ. રેડ્યા પાસ—પાડા પાસે. પઢાયે—બોલાવ્યા. બાન (ભાનુ)—સૂર્ય. વેસે—એવા. તરલી—તરી.

દુખનકો ટાર્યો ખેદ. જ્ઞાનેશ્વર દેવા. ૨
ચારીં ભાઉંડે હે સમાન,
જેસે દશરથકે હે ભાન;
વેસે ભજનકે ભગવાન,
ધન્ય ધન્ય જ્ઞાનેશ્વર ગુણવાન. જ્ઞાનેશ્વર દેવા. ૩
ચલવી ભીંત તુહ્નિ દેવ,
બોપદેવને કીની સેવ;
જાણ્યો તેથી તેણે ભેવ,
પામ્યો મીઠી મીઠી મેવ. જ્ઞાનેશ્વર દેવા. ૪
તાકો કાય ગુણ તો ગાય,
બડે જ્ઞાન ઉપરીં રાય;
કૃષ્ણા રાધીલા થાય સા'ય,
રાધીબાઇચી તરલી કાય. જ્ઞાનેશ્વર દેવા. ૫

ગરબી ૨૫ મી.

બડા બોપદેવ મહારાજ,
જાને કિયે યોગકે કાજ;
દક્ષિણ દેશપેં બાંધી પાજ,
જ્યાકે શિષ્ય રાજમા'રાજ. બડા બોપદેવ મહારાજ. ૧
કરે વાઘકી સ્વારી સાર,
છતે લોક તે તેહ અપાર;
તેના ગુણનો શો કહું સાર. બડા બોપદેવ મહારાજ. ૨
ફરે અનેક શિષ્યની સાથીં,
કહેવાય બોપદેવ શા નાથીં;

---

૨૫ જાને-જેણે નાથીં-નાથ. સાથીં-સાથે.

જેહ સહુકે શિર માથીં,
સમરો તાકું લેકે હાથીં. બડા બોપદેવ મહારાજ. ૩
જે જીવ્યા છે અપાર,
વર્ષ ગણતાં થાય છે વાર;
છે આશરે બે હજાર,
એવા યોગી તો નિરધાર. બડા બોપદેવ મહારાજ. ૪
મળ્યા જ્ઞાનેશ્વરને જઈ,
એની કીરતી ઘણી કળાઈ;
યોગ શાસ્ત્રકે જો રાઈ,
ત્યાચે ગુણ શું રાધી ગાઈ. બડા બોપદેવ મહારાજ. ૫

ગરબી ૨૬ મી.

કાશીપુરી તો પાવન,
દરશન કરતાં રીઝે મન;
જાત્રા જાયે તે તો ધન્ય,
થાયું દેવનાં દરશન. કાશીપુરી તો પાવન. ૧
ઘેર ઘેર છે મહાદેવ,
પૂજાથી જડે મિષ્ટ મેવ;
કરી રાત્રી આણી દિન સેવ,
તો તો મિલે કાશીકે દેવ. કાશીપુરી તો પાવન. ૨
વિશ્વનાથ બડા મહાદેવ,
જાકા ડંકે ઓર ભલ ભેવ;
બડા દેવકો એ દેવ,
કરો જાકે સબ જન સેવ. કાશીપુરી તો પાવન. ૩

---

૨૬ જાકા ઇ૦—જેના ડંકા ઓર (ઓરતરેહના) અને ભેવ ભલ (ભલા) છે. આણી—અને. પરકંમા—પ્રદક્ષિણા.

કાળભૈરવ તેસા ત્યાંહિ,
પરકંમાકે ફળ જ્યાંહિ;
વસે બડે બડે જ્યાં સાંહી,
જો પઢતે કાંહીકા કાંહી. કાશીપુરી તો પાવન. ૪

ગરબો ૨૭ મો.

જગન્નાથપુરી જે સાર,
જે ભમતે પાયે પાર;
મળે જગન્નાથ કરતાર,
જે છેં સારકે સાર. જગન્નાથપુરી જે સાર. ૧
જ્યાંહી અટકાનો અધિકાર,
ચાલે રથ તો વગર આધાર;
જોઈ પામે જન સહુ પાર,
એવી છે રૂડી બા'ર. જગન્નાથપુરી જે સાર. ૨
દેવ દેવ વસે ત્યાં સહુ,
નામ કોનાં કોનાં કહું;
હું તો સુખી રાધી રહું,
વ્યર્થ બોજો મેં તો વહુ. જગન્નાથપુરી જે સાર. ૩
નામ તો છે દેશો દેશ,
આવે મોટા ત્યાંહિ નરેશ;
અવધૂતનો ધારી વેશ,
ડરના નહિ રાધી રેશ. જગન્નાથપુરી જે સાર. ૪
ગુણ ગાય શું રાધીબાઇ,
છે અવધૂતનાથની સાઇ;

---

૨૭ અટકુ—જગન્નાથજીમાં ધરાવવામાં આવતી ભેટ.

બડા જગન્નાથજી રાઈ,
તારી જેણે રાખીબાઇ. જગન્નાથપુરી જે સાર. ૫

ગરબી ૨૮ મી.

કર્માબાઇ બડી છે ભક્ત,
જેને ઘેર જતા'તા જક્ત;
જેના ઉપર ભક્તિથી રક્ત,
થયાં સહુથી મોટાં ભક્ત. કર્માબાઇ બડી છે ભક્ત. ૧
ખીચડી ખાને જાવે નાથ,
ચોંટ ગયા દાના ભાથ;
હરિ લેકે આયે સાથ,
કીની ભક્તનકે સબ માથ. કર્માબાઇ બડી છે ભક્ત. ૨
પૂજારીકો પૂછ્યા રાજ,
તાકો સુનાયો કાજ;
પિછે ઉતર્યા તે તો પાજ,
બડે જગન્નાથજી મહારાજ. કર્માબાઇ બડી છે ભક્ત. ૩
કર્માબાઇકા ખીચડા પે'લ,
જગન્નાથજી જમતા વે'લ;
એવી ભક્ત જનાચી રેલ,
દેવને છે ભેળા ભેળ. કર્માબાઇ બડી છે ભક્ત. ૪
અગ્નિહોત્રી શા મહારાષ્ટ્ર,
મૂકી મૂકી આવે રાષ્ટ્ર;
જાળીમાં બળી જાઈ કાષ્ટ્ર,
જેણે રાખીબાઇ રાષ્ટ્ર. કર્માબાઇ બડી છે ભક્ત. ૫

---

૨૮ રક્ત—પ્રીતિવાળાં. ભાથ ૯૦—ભાતનો દાણો મુખ ઉપર ચોંટી ગયો. રાષ્ટ્ર—દેશ. કાષ્ટ્ર (કાષ્ઠ)—લાકડાં. રાષ્ટ્ર-રાસ્તના અર્થમાં હશે.

### ગરબી ૨૯ મી.

એમ જાત્રા છે અનેક,
તેમ ભેખ છે અનેક;
તારે કૃષ્ણ સાચા ટેક,
શું કરે જાત્રા ને ભેખ. એમ જાત્રા છે અનેક. ૧
અવધૂતનાથની ફરી સાથ,
કરતાં જાત્રા ઝાલી હાથ;
ગુરૂ સબનકે હે માથ,
મોકુ મળિયો સારો સાથ. એમ જાત્રા છે અનેક. ૨
કરી જાત્રા થાકું કેમ,
ધારૂં જૂદા જૂદા નેમ;
થાયે મારૂં તો સહુ ક્ષેમ,
રાધી જાણી તેમનું તેમ. એમ જાત્રા છે અનેક. ૩
ગુણ ગાય દેવના દેવ,
કરી મનથી ધારી સેવ;
પામીશ રાધો મીંઠા મેવ,
જાતો રહેશે સર્વે ભેવ. એમ જાત્રા છે અનેક. ૪
ગુણ હરિના છે અપાર,
રાધીકા કો ન પાવે સાર;
તેમ ઉતરે કોઈ પાર,
આ તો કહ્યો સારનો સાર. એમ જાત્રા છે અનેક. ૫
રાધીબાઈ ગરબી ગાય,
તન મનમાં સુખી થાય;
છે અવધૂતનાથની સા'ય,
રાધીનાં દુઃખ તો જાય. એમ જાત્રા છે અનેક.

## પદ ૩૦ મું.

રામભજનકી લેહે લાગી, જાકું રામભજનકી;
તે તો તરી ગેલે ભવપાર, રાધી વાચનકી. ટેક.
સુરલીત રસ્તા જાની બાઈ, લિયો રામકા નામ;
ગાંઠીહૂની દામ ન જાઈ, મિલે રામકા ધામ. રામ૦ ૧
સરસ તમાસા બરા હોઇગા, સુખનું છે વિશ્રામ;
રામ ભજો બાઈ રામ ભજો, હો જાવેગા કામ. રામ૦ ૨
અતિત સંન્યાસી જો અવધૂતા, સબ સેવે છે રામ;
જૈનો સબ અંત સમે પૂકારે, બડા રામકા નામ. રામ૦ ૩
સીતાકે પતિ રઘુવરનંદન, શુભ અશુભે રામ;
જો નર રામ ભજન કર છૂટા, કિયા ઇને સબ કામ. રામ૦ ૪
ભજન લહર કોઈ બડી બડાઈ, તરે રામકે નામ;
રાધીબાઈ સો ભજે રામકુ, રાધેરમણા શામ. રામ૦ ૫

## પદ ૩૧ મું.

અજબ તમાસા દેખો બાઈ, પથ્થર તારે રામ;
એવા દેવ બડાને નમતાં, થઇ જાયેગા કામ. ટેક.
ભલા ભલા હે રામનામમે, બૂરા કછુ નહિ રામ;
અલમસ્ત જોગી ભજે રામકું, સંસારીકા કામ. અજબ૦ ૧
નામ પાવકે તરે અપારા, પથ્થર તરે એહિ નામ;
સેતુ બાંધકે લંકાગઢમે, જાઈ કિયો મુકામ. અજબ૦ ૨
લંકાગઢકા રાજા રાવણ, કિયા નાશ ભગવાન;
સેવક જાકે બડે બડે હે; મોટા જે હનૂમાન. અજબ૦ ૩

---

૩૦ ગેલે—ગયા. વાચ—વાચા—વાણી. સુરાલત—સરળ—સારો. ગાંઠીહૂની—ગાંઠેથી. બરા—સારા.

એક ટેક તો મારૂતી રાખી, લક્ષ્માણજીકા ભાઈ;
વિભીષણકો લંકા જાકે, કિની રામજી સાઈ. અજબ૦ ૪
ઘટ ઘટમે વોહી બાસ કરે છે, ભલા દેવ ભગવાન;
તનુકે રાજા રામ શાંવરે, રાધી દિયે દેહીકો દાન. અજબ૦ ૫

## પદ ૩૨ મું.

સીતા કે શિનગાર રામ હે, ભરતજી બડ ભાય;
જાકો જાુઠ કદી નહિ રૂચે, કરે ભક્તને સા'ય. ટેક.
અજોધ્યાપુર આપ ઉડાઈ, ગયે સ્વર્ગ મોઝાર;
એક નાર જાનકીજી બાઈ, બીજી નહિ નિરધાર. સીતા૦ ૧
ભલા ભલાઇ રામકી ગાવે, કરનહાર કરતાર;
રામનામ એ છે સંસારી, સારનકેરા સાર. સીતા૦ ૨
સુગ્રીવકે વડે મિત જે, રામનામ ગુણધામ;
ભજન કરો બાઈ વાકુ સબ મિલિ, હો જયેગા કામ. સીતા૦ ૩
ધન્ય ધન્ય દેવા તુઝ મહિમા, વાલ્મીકિ તો ગાય;
રાધાબાઈ બલિહાર છે, રામનામકી સા'ય. સીતા૦ ૪
ગુન વાકો કયા ગાયે બાઈ, રાધી રખડતી રામ;
રાધીબાઈ અવધૂત ગુરૂકો, નમે નમે લઈ નામ. સીતા૦ ૫

## પદ ૩૩ મું.

અયોધ્યાપુરમાં આપ નિપને, પાવન હો ગઈ પૂર;
નગરવાસી સબ પાવન ભય ગયે, દુ:ખતો હો ગયે દૂર. ટેક
જાત્રાકા બડ થાનક થઇ ગયા, મઝા હે ભરપૂર;
જાત્રા જાઈ લોક છૂટતા, સરયૂ માતા સુર. અયોધ્યા૦ ૧
ધન્ય ધન્ય દેવી નદી માતકું, નહિ રામ હજૂર;

---

૩૧ શાંવરે—શ્યામ. ૩૨ ભાય—ભાગ્ય. સારન—સાર. ૩૩ પૂર—પુરી. ભયગયે—થઇ ગયાં.

પાવન કરતે ભક્તાલા તુલ્હિ, રહો પાપસે દૂર. અયોધ્યા૦ ૨
રાધીબાઇ રામ મિલેગા, સરયૂમે જબ ના'વ;
પતિવ્રતાકા મનોરથ હોગા, મળશે ગયલા નાવ. અયોધ્યા૦ ૩
કુંવારીકાકું નવરા ભેટી, ઔર સબન જો દાવ;
રામ ચરણકો પકડી સાવો, મિલે સંસારી લા'વ. અયોધ્યા૦ ૪
બડા ધામ હૈ અજોધ્યાપુરમે, નહિ કો દુસરી જાગ;
દેખનેસે કલેશ જાયગા, પુનકા પાવો ભાગ. અયોધ્યા૦ ૫

## પદ ૩૪ મુ.

ગોકુલકી લીલા અપાર, કૃષ્ણ દેવા હૈ;
જાત્રાકો મહિમાય, મીઠા મેવા હૈ. ટેક
ધન્ય ધન્ય ગોકુળ ગામ, સુખની સાર વડી;
થાય દરશન રાધા કૃષ્ણ, ધન્ય ધન્ય એજ ઘડી. ગોકુલકી૦ ૧
પલમે પામે પાર, ગોકુલ જાઇ કરી;
મથુરાસે નહિ દૂર, યમુના બિચમે ધરી. ગોકુલકી૦ ૨
લોક ભોળે વાંકે અપાર, મહિમા હૈ મહીકો;
રાધેરમણ સુંદરશ્યામ, ખેલન જો દહીકો. ગોકુલકી૦ ૩
દૃધ સરસ શોભા માન, જોઇ મનવા ભયા;
ગોકુળમે ગિરિધર લાલ, સબન કે દુઃખવા ગયા. ગોકુલકી૦ ૫
રાધીબાઇ ગાઇ ગુણ, ગોકુળકી લીલા;
સુંદર તન જો ઘનશ્યામ, રાધીકુ આઇ મીલા. ગોકુલકી૦ ૬

## પદ ૩૫ મું.

વૃંદાવનકી બેલ, કયા વાકી શોભાબની;
જોઇ રીઝી જાવે મન, ખુશી હોઇ તનીં મની. ટેક

---

નાવ–નાથ. ૩૫ બેલ—વેલી. તનીં મની—તનમાં અને મનમાં.

નહિ એસી લીલા કયાંહિ, વૃંદાવન બાડી બની;
રાધેરમણા સુંદરશ્યામ, લીલા કીની ઘની. વૃંદાવનકી૦ ૧
ધન્ય ધન્ય કૃષ્ણારાય, તેરો તપ મહિમા બડો;
ધન્ય ધન્ય રાધે માત, તોસે કોણી નાહિ વડો. વૃંદાવનકી૦ ૨
મેરો મનવા વહાં ચકચૂર, ગોપીકો શ્યામ મિલો;
રાધેરમણા કૃષ્ણા દેવ, સુખ અતિ વાંહિ દિલો. વૃંદાવનકી૦ ૩
વૃંદાવન જેસા બન, કાન સુન્યા નાહિ;
તીર્થવાસી બસે અનેક, દિન દોદો રાહિ. વૃંદાવનકી૦ ૪
રાધી ગાઈ નાહિ ગુણ, બાઇ કયા બોલે;
વૃંદાવનકે બરાબર કોઇ, નહિ બાઇ હે તોલે. વૃંદાવનકી૦ ૫

## પદ ૩૬ મું.

મથુરા નગરકી લીલા, વો કોઈ અજબ હુઈ;
બડે બડે અવાસ અનેક, પંથી જાતી સૂઈ. ટેક.
બડે ધર્માર્થી હે લોગ, મથુરા નગર બિચી;
બડે આહારી ચોબા નામ, રાધી બસ્તી ઘીચી. મથુરા૦ ૧
ધન્ય ધન્ય મથુરાપુર, જાકું ઉજડ કીની;
રાધી રાધેરમણકો રૂપ, જોઈ રાધી બહુત બીની. મથુરા૦ ૨
હે મંદિર અપરંપાર, વેસે વાંહી માંકુડ હે;
તનીં મનીં નહિ કોઇ રોગ, જાતા મન જો કુડ હે. મથુરા૦ ૩
ગોકુલ મથુરા વૃંદાવન, જાવે વોહી જીવે;
પામે મુક્ત કો મંદિર, ધન્ય ધન્ય ભાખ્યું શિવે. મથુરા૦ ૪
રાધીબાઈ ગાય શા ગુણ, અતિશે મન રીઝે;
આનંદકે આજ બરસાત, વાહીમે તન ભીજે. મથુરા૦ ૫

---

કીની—કરી. ઘની—ઘણી. ૩૬ આહારી—ખાવાવાળા. ઘીચી—ઘીચ—સજડ. વેસે—એવાં. માંકુડ—માકડાં. વાહીમે—એમાં.

## પદ ૩૭ મું.

એસે ધામ અનેક અપાર, ગુજરાથકો વારી;
દયાકો નવ હોય દરશન, વોહી એક પીડ ભારી. ટેક.

વટપુરી વડ જાત્ર થાન, રામનાથ મહાદેવા;
કરો વોહી કાશી કેદાર, મળી સબ જન સેવા. એસે૦ ૧
જ્યાં નાગેડાકો વાસ, અવધૂતનાથ રહે;
ધન્ય ધન્ય રાધીબાઈ, મુજકો સાથ સહે. એસે૦ ૨
રમતા રામ હે અવધૂત નાથ, રાધીબાઈ વેસી;
ગુરૂ પરમ દયાળ દનાવ, કીરતી કહુ કેસી. એસે૦ ૩
બડી વટપુરી બલહાર, જ્યાં બાર હે નાથા;
સિદ્ધિ આંહી ચોરાશી થાન, સબ દેવનકો સાથા. એસે૦ ૪
પુણ્ય ક્ષેત્ર નદી લઘુરૂપ, બિશ્વામિત્રી નામ બડો;
રાધી થઈ જાય મનવા તાર, દેહીકો દાન વડો. એસે૦ ૫

## પદ ૩૮ મું.

ગાવ ગુરૂરાઇ સબ ગુરૂરાઇ, પાવોગે વધાઇ;
સબ કામ છોડ કર કરો બડાઇ, એક નામ ગુરૂરાઈ. ટેક.
તનના તાપ ટળે બાઈ તેના, ગુરૂનામ બડાઈ
રાધેરમણા કૃષ્ણા દેવા, એ હે અવધૂત રાઈ. ગાવ૦ ૧
પિતા જાણો કે માતા બોલો, બેનીકે કોઈ બાઈ;

---

૩૭ ગુજરાથ—ગુજરાત. વારી—વારી જાઉં; કેમકે બીજી જગોએ ગુજરાત જેવી દયા જોવામાં આવતી નથી. દનાવ દાનાવ–દાનસ્તા. બાર નાથા–કામનાથ, ભીમનાથ, રામનાથ, વૈજનાથ, સિદ્ધનાથ, વગેરે બાર નાથ અંતવાળા મહાદેવ જેવા ઉજ્જયિનીમાં છે તેવા વડોદરામાં છે.

કરે સહાય ગુરૂગમ જેસી, વેસી ન કોઇ બનાઇ. ગાવ૦ ૨
સાર સારમે સાર એહી હે, ગુરૂગમ જેણે પાઇ;
ગોકુળનાથ બંદાબનકે બિચ, નહિ ગુરૂસો રાઇ. ગાવ૦ ૩
અવધૂતનાથ અપાર ગ્યાન હે, કયા કહું રાધીબાઇ;
ગુણ અતિ મોંસે કયો કહી જાયે, અવધૂતનાથ તુમરાઇ. ગાવ૦ ૪
રાધેબાઇકો આપ પ્રસાદા, ઓર આપની સાઇ;
હરિગુણ ગાનેકો દિના પ્રસાદા, ગુણ ગાઈ બાઇ. ગાવ૦ ૫

## પદ ૩૯ મું.

રામનાથ મહાતીરથ કા'વે, બડો દેવ દયાળા;
ભજન કરો કોઇ રામનાથકા, બડો ઔર કોઇ બાળા. ટેક.
કામ હો જાયગા રામનાથસેં, વસે લોક અભ્યાસી;
આકર દેખો તાપ જાયગા, તનકી મીટી ઉદાસી. રામ૦ ૧
મહાદેવ પૂજા લોક અપારા, આવે સાંજે સકાળી;
રામદેવકો કુંડ બડો હે, રામકુંડકે નામી ન્યાળી. રામ૦ ૨
બીલીકે બહુ વૃક્ષ ખડે હે, ચલતી પૂજા સબ સારી;
વટપુરીકે જન દરશન આવે, ધૂપ દીપ હોય ભારી. રામ૦ ૩
રામનાથકો મહિમા મોટો, કાશીપુરમે ગાવે;
ભજન ભાવ કરે સહુ કોઈ, વો તો જનમ ન આવે. રામ૦ ૪
રાધેબાઈ બસે નંગેમે, રામનાથજી રખે;
ગુણકા સ્વાદ ગાય ગાયકે, રાધીબાઈ તો ચખે. રામ૦ ૫

## પદ ૪૦ મું.

કાહાના તુઝા હાથ બરા હેં, તુ માલા તિ પાહુ દે;
વટપુરી વસવું રાધીબાઈ, સુખ સુખમે તું રાહુ દે. ટેક.

---

૩૯ બાળા–બાળક–નાનો. ગુણકા–ગુણનો. ૪૦ બરા–સારા. માલા–મને. પાહુદે–જોવા દે. રાહુદે–રહેવા દે.

રાધેરમણા કૃષ્ણા રાયા, રાધીલા તું બાહુ દે;
તરી જાઇશ હું બાઈ નામે, પાલવ તુઝા સાહુ દે. કહાના૦ ૧
કામ થશે પછી હું સંભારીશ, કહાના કપટી કાહુ દે;
કૃષ્ણારાયા રામચા ભ્રાતા, મુખકો માલા પાહુ દે. કહાના૦ ૨
રાધીબાઈ અતિ વિનવતી, વૃંદાવની માલા રાહુદે;
ગુણ ગાઉ ભ્રાતા બાઈ હ્મી, કહાના તુઝા બાહુ દે. કહાના૦ ૩
ધન્ય ધન્ય દેવા કરૂં તુઝી સેવા, કાંઇ નહિ તો કાહુદે;
દરશાન કરીને પાપ મૂકીએ, એકદા મુખકો પાહુદે. કહાના૦ ૪
રાધીબાઇ શું ગુણકો ગાવે, રાધેરમણા પાહુ દે;
અવધૂતનાથ ગુરૂકો સમરૂં, કહાના તું પણ બાહુદે. કહાના૦ ૫

## પદ ૪૧ મું.

નરસંઈ મેહેતાલા હુંડી દીલી, મને ભાઇ તું દરશાન દે;
નરસંઇ મેહેતાલા લીલા દીલી, મને ભાઈ તું પરસન દે. ટેક.
મામેરૂં તેં કૃષ્ણા કીધું, રાધીબાઇને દરશાન દે;
હાર આપીઓ હાથે ઝાલી, રાધીને કાંઈ કરશાન દે. નર૦ ૧
શ્રાદ્ધ સારિયું જાતે જાઈ, બાંઇ જાણી કાંઇ હરશાન દે;
પાણી પાયું દેવા તુહ્મિ, રાધીબાઇલા દરશાન દે. નર૦ ૨
વિવા' કીધો સામળશાનો, રાધીબાઇને પરસન દે;
દરશાન દીધાં આપે આવી, ઝાંખીતો ભાઇ કરશાન દે. નર૦ ૩
નાગર માંહિ લાજ રાખીલી, રાધીલા તું હરશાન દે;
વરસાદ વરસાવ્યો તેં તો દેવા, રાધીને તું વરશાન દે. નર૦ ૪

---

બાહુદે-હાથઆપ. કાહુ-કાંઇ.

૪૧ પરસન ઈ૦-પ્રસન્નતા અથવા સ્પર્શ. હર-હરે. કરશાન-કૃષ્ણ. હરશાન-હર્ષ. વરશાન દે-ભક્તિરૂપી વૃષ્ટિ કરવા દે.

મેહેતા મોટા દેવ થયાછે, રાધીબાઇને દરશન દે;
રાધી ગુણ ગાઇ મેહેતાકેરા, રાધે રમણા પરસન દે. નર૦ ૫

## પદ ૪૨ મું.

અપાર લીલા ગોકુળ કેલી, રાસ રમ્યા મોરલી ઝાલી;
ગોપી સર્વ સંભારી કૃષ્ણા, રાધીને નયને ભાળી. ૧
તે તો કાલ કૃષ્ણા કલિચા, રાધીને ભાવે ભેટીં દે;
વાર થઇ નથી આપને દેવા, દુઃખ જે જે તે મેટીં દે. ૨
ગુણ રાધી શા ગાયે તારા, રાસ રમ્યા જમુનાને ઘાટ;
ગેડી દડે રમિયા ગિરિધારી, મહીચે ભરલે ફોડે માટ. ૩
નારીકો જઇ નીર ઉતાર્યો, કુબડીકો જઇ દીનો રાજ;
બેરમત કર રાધીબાઇકું, ઇતનો તો મોઇ કરદે કાજ. ૪
એ વિનતિ રાધીબાઇચી, અપાર તુહ્મિ માની લે;
રાધેરમણા કૃષ્ણા દેવા, રાધીબાઇની સેવા લે. ૫
ગુણ તારા તો ગાય રાધિકા, રૂપ નારીનું હરિ તું લે;
રાધીબાઇચી વિનતિ ધ્યાની, કૃષ્ણા રાયા માની લે. ૬

## પદ ૪૩ મું.

દ્વારકાપુરકી લીલા ભારી, ધામ બડા હે બાઇ;
મથુરા મોડકે દ્વારકા વાસી, દરશન કરના ભાઇ. ૧
પ્રથમ ગોમતી જળકો દેખો, મન તન શુદ્ધ હોવેગો;
પાણીકા મત પારખ દેખો, મલીન પણ મન મો વેગા. ૨
પીછે મહારાજકો ભેટો, બડા દેવાલય દેખોગે;
મહારાજ શામ મુરત મંદિરમે, આપી આપ વો પેખોગે. ૩

---

૪૨ કલિચા—કળિયુગના. ભેટી—આલિંગન. નીર ઉતાર્યો—પાણીનાં બેડાં ઉતાર્યાં. બેરમતકર—વાર કરીશ નહિ. ૪૩ મોડકે—ભાગીને.

અન્ય દેવકી બહુત બડાઇ, કામ ધામમે પેઠાગે;
મંદિરકી જોઇ રચના સારી, સબ માનોગે હેઠાગે. ૪
રણછોડ નામ મહારાજ ધરાયો, ગુંગળીકો વાં દેખોગે;
ભકતરાજ રણછોડજીકે, સબી સુખકો વાં પેખોગે. ૫
રાધીબાઇ કયા ગુણકો ગાવે, દ્વારકાપુર તો મોટું છે;
અપાર મહિમા પુરી દ્વારકા, સુખને રાધી બોટયું છે. ૬

## પદ ૪૪ મું.

કૃષ્ણ કૃષ્ણ સબ ભજો બાઈ, એક નામ કૃષ્ણકો લેનો;
રાધેરમણા ભજો બાઈ, કછુ નહિ કોઇકા દેનો. ૧
નામ નિરંતર કૃષ્ણા કહેના, રાધેરમણા દેવા;
કૃષ્ણારાયા રામારાયા, કરીએ જાઈ સેવા. ૨
અપાર મહિમા નામકેરો, કૃષ્ણા રાઈ અપારા;
તન મન ધન સબ મિલી જાવે, સત્ય હોય વિચારા. ૩
ગુણ ઉનકો કોઇકો નવ મીલે, કૃષ્ણ કંસકો જો ડાલા;
રાધેરમણા કૃષ્ણા રાયા, અપાર મહિમા તો ભાળ્યા. ૪
અતિ સુંદર શામળજીકી મૂર્તિ, રાધેરમણા દેવા હે;
રાધી જપ તપ કરીકે કરતી, કૃષ્ણા દેવા એવા હે. ૫
રાધી કૃષ્ણાચે ભરોસે વરી, સુખમે વાસ સોહાતી હે;
રાધીબાઇ રાધેરમણા, દેવનકો નિત્ય ગાતી હે. ૬

## પદ ૪૫ મું.

ગોપી મીલી કહાનકો કોપી રે, કહાના રાડ મચાતા હે;
ગોપી કહાનકો જાય મારવા, કહાના આપ ડરાતા હે. ૧

---

૪૪ ભનો—ભણો. કોઇકા દેનો—એમાં કોઇને કાંઇ આપવાનું નથી. ડાલા—માર ડાલા. ૪૫ કહલાતા હે—કહેવરાવે છે.

અપાર લીલા કિની રાયા, કહાના નામ કહલાતા હૈ;
અસુર મારીલે દેવા રાયા, જગતમે જહલાતા હે. ૨
ભાઇ રામા કૃષ્ણ દેવા, માતા જશોદા જાતી હે;
બાબા નંદા સખી રાધિકા, સુખકે બિચમે રા'તી હે. ૩
અપાર લીલા કેલા રાયા, રાધીબાઇ ક્યા ગાતી હે;
ધન્ય ધન્ય દેવ કરૂં તુઝી સેવા, કરનકી યેહી ભાતી હે. ૪
નામ રાધિકા રાધેરમણા, અવતાર લિયા ફિર મીલને કો;
અબ અવસર મત ચૂકો કા'ના, રંગ રાગકો હિલનેકો. ૫
રાધીબાઇ તો ગુણકો ગાયે, કૃષ્ણ સેવા મોટી છે;
અપાર લીલા દેવા તુઝી, અન્ય સબકો ખોટી છે. ૬

પદ ૪૬ મું.

[ ગરબીની ચાલનું. ]

ધન્ય ધન્ય વિઠોબા રાયા,
ગુણ સબ આપુકે થાયા;
તબ હરિ આપુને આયા,
ગુણ તુકારામ ગાયા. ધન્ય૦ ૧
તું બડા દેવ ઇઠા ડંકા,
તુકારામની કેલા ભંકા;
કોઇ સાધુ તો પામે ઝંકા,
મીલે જેહ ધરે અડંકા. ધન્ય૦ ૨
અભંગ ગાયા સારા,
તબ મીલનકા આયા વારા;

---

જહલાતાહે–ઝળકી રહ્યો છે. રા'તી—રહેછે. કરનકી–કરવાની (ભક્તિ).
૪૬ ભંકા–અભંગ. ઝંકા–ઝંખના. અડંકા–અટક.

દુઃખ રાધી તોડે તેં ભારા,
સબ મિલાઇ દિયા તેં સારા. ધન્ય૦ ૩

પદ ૪૭ મું.

( ગરબીની ચાલનું )

નામદેવ બડા છે ભાઇ,
જેને હરિસાથની છે સગાઈ;
જેકા માલે શામ તો આઇ,
ધન્ય ધન્ય નામદેવ રાઇ. નામદેવ. ૧
જાકી ગાઇ મરી તો જીઆઇ,
શાહ સભા કીની સાઇ;
દૂધ પ્યાલે તમે ગોકુળરાઇ,
નામદેવ તાર્યા જદુરાઇ. નામદેવ. ૨
રાધીબાઇ કરજો સાઈ,
એક નામ જપું હું કરશાઈ;
રાધેરમણા કૃષ્ણા રાઇ,
ગુણ ગાતી છે રાધીબાઇ. નામદેવ. ૩

૪૭ જેકા-જેનો.

